સંવત ૧૯૯૮ · સન ૧૯૪૨
પ્રત ૫૦૦



કિંમત ૨ રૂપિયા

મુદ્રક · બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
પ્રકાશક · દેવકૃષ્ણ પીતાંબર જોષી, દેવભુવન, પંડ્યા ચોક, સિહોર, કાઠિયાવાડ

# અર્પણ

જેમની કુશાગ્ર બુદ્ધિ, હાજરજવાબી, રમૂજી સ્વભાવ અને વિદ્યાવ્યાસંગે
મને કાવ્યાભિમુખ કર્યો તે
મારા પૂજ્ય પિતા

**કવિશ્રી પીતાંબર નારાયણ જોષી (અમ્બર)ને**

∴

નાનકડો દીપક પ્રગટાવી સૂર્યદેવની પૂજા થાય,
પાણીના છાંટા નાખીને સાગરજીને ન્હવરાવાય.
સંસ્કૃતામૃતથી ન્હવરાવ્યો અખંડ ઝરણાં કેમ ભૂલાય?
એમાંથી બે છાંટા અર્પી શિશુ આપનો સંતોષાય.

# અનુક્રમણિકા

અમારા ગામને ચૉરે પડેલા ખાટલે બાપુ
પધારીને પૂછ્યું વૈદે, 'કહો, કડવી દવા આપું?'
'અમે કડવું નથી ખાતા.' સૂણી એવું કહ્યું વૈદે:
'અગર કડવું ગમે ના તો બીમારી ભોગવો બાપુ.'

## ૧ એક સાક્ષરને એવી ટેવ

એક સાક્ષરને એવી ટેવ, પુસ્તક એટલા પૂજે દેવ;
અક્ષરે અક્ષરે કરે વિચાર, વાકયે વ્યાકરણનો વ્યાપાર;
લીટીઓ વાંચે ને લપ કરે, વેણુ ચીપીચીપી ઉચ્ચરે.
જ્યહાં ત્યહાં ક્યહાંનાં કૌતક કરે, નોંધ લઈ ડાયરીઓ ભરે.
કવન કવે તે જ્યાંત્યાં લવે, જેમ ફાવે એમ ગોઠવે,
ગણે માત્રા ને અક્ષરમેળ, કરે પિંગલડિંગલના ખેલ,
સીધું પડે તો સુતર વહે, નહીંતર આડો મારગ લહે.

સૂણે સભા કે દોડ્યો જાય, વણુ બોલાવ્યો ઊભો થાય.
લાંબી જીભે લબરકા કરે, વણુ સમજ્યો વિવેચન કરે.

સૂણે સૌ તો ધૂણે શીશ, નહીંતર મનમાં રાખે રીસ.
પૂછે કોઈ કવિ સારો કોણ? વાતવાતમાં ઘાલે મોણ.
નાનાલાલ? નનૈયો ભણે, નરસિંહરાવને કૈં ના ગણે!
પ્રેમાનંદની કાઢે પોલ, દયારામ ભગતડા બોલ.

નરસિંહને લાઘવનો લોભ, ભોળામાં વિનયનો ક્ષોભ.
તુલસીદાસ? રજ નિજનું નથી, અખાની તો અવળી મતિ.
નર્મદનો તો વ્યસની તોર, દલપત તો ખુશામતખોર!
દુર્બળીઓ કૌમુદીકાર, પાઠક ભટ્ટનો શો વિચાર?
મેઘાણી ચારણિયો ચોર, રાયચૂરા તો દુહાખોર!
કવિનું બિરદ જાતે બકે, પોતે મોટો પોતા થકે.

સર અવસર સંમેલન ભરે, નિજની શ્લાઘા સૌમાં કરે!
તંત્રીની ખુશામત કરે, લેખ છપાતાં અદ્ધર ફરે.

એ પૈસા બાપાના રહ્યા, તે સઘળા પોસ્ટેજમાં ગયા!
બોલે બૈરી કપરા બોલ, આંકે કાણી કોડી મોલ.
સાક્ષરથી નિરક્ષર ભલા, ધંધો કરી ઢીબે રોટલા!

૧૪ · ૭ · ૩૬

## ૨ કવિતા કે લવિતા?

· ગઝલ ·

શશીને નાવડે બેસી કવિ આકાશમાં મ્હાલે,
શિશુને ખેલવા કાજે મણિમય તારલા ઝાલે,
પીએ સંગીતના પ્યાલા સૂણીને રવ સરિતાના;
ખૂંદે મુશાયરા મોટા બનીને ખાં કવિતાના!

ખૂટયું છે તેલ દીવામાં ગૃહિણી રાહ જુએ છે;
શિશુઓ કોડીઓ કાજે કરી કકળાટ રૂએ છે.
પીવા ના દૂધનું ટીપું પરંતુ છાશ છે ખાટી.
કવિને ખેલવા છે ટારડી ખીલે ન એકાદી!

રમે કોળાંબડી વાયુ બનીને ચોટલે રમણી.
અમર કરતો કવિતામાં પ્રિયાની આંખ બે નમણી.
દીએ છે દાનમાં રાજ્યો સમરકંદો બૂખારાનાં;
પ્રિયાના સ્મિતને સાટે કવિતાના લવારામાં!

મલીદો છે થયું માથું નથી ધૂપેલનું ટીપું
નથી ઘી દૂધ ખાવાને સૂઝે છે રાતના ઝાંખું.

ન કીધું સ્મિત જીવનમાં રડીને ખોઈ છે આંખો
સમરકંદો બૂખારા ક્યાં! કવિનો ખોખલો ઝાંપો!

પીધો છે કાવ્યનો શીશો નિશાએ જોર કીધું છે,
તૂટેલે ખાટલે મયૂરાસનોનું સ્થાન લીધું છે.
લડ્યો છે લેખણો લઇને સમરમાં એકલો ઘૂમી

તૂટેલાં હાંડલાં ફોડ્યાં! ગણ્યું ચકવે કરી ભૂમિ!
કવિ રાજા થયો છે તો પછી પીડા રહી છે શી?
કહે પત્ની અને શિશુ કવિ થઈને ઉડાડ્યો દી,
થયો છે રોગ વાયુનો અને દારિદ્ર જીત્યાં છે,
અરે! એવી કવિતા તે કવિતા કે લવિતા છે!

૨૩ · ૮ · ૩૭

## ૩ કવિઓના કુળમાં કનૈયો

· રાગ જોષીના ચાબખાનો ·

ખેલે છે આજ કવિઓના કુળમાં કનૈયો. (ટેક)

છંદો કે વૃત્તોબદ્ધ કાવ્યોને યોજવાનો
પ્રાચીન પુરાતની રવૈયો;
યોજે છે આજ એને ફાવે તે ફેંકવા,
ગદ્યાપદ્યનો સમૈયો. ખેલે છે૦

વાલ્મિકી, વ્યાસ, કાલિ-માઘોના વેશમાં,
સુંદર સર્જનનો કરવૈયો;

પશ્ચિમ દેશોથી આજ માંખણના પિંડલા,
ચોરે છે નંદજીનો છૈયો! ખેલે છે૦

સૌને તરબોળ કરે પ્રભુજીના પ્રેમમાં,
ભક્તકુળભૂષણ નરસૈંયો,
આજે રચે છે કાવ્ય ઝાડુ-ઉપાનનાં,
માયામાં મસ્ત મારો ભૈયો! ખેલે છે૦

સર્જન કરે છે માંડમાંડ હાથવેંતનાં,
માને છે 'બુદ્ધનો હું ફૈયો,'
શંભુમેળો છે આજ એમના વિચારમાં,
નાચે છે નાચ થાથૈયો! ખેલે છે૦

આલાની પીઠને માલાએ થાબડી,
માલાનો આલો ગવૈયો;
એકબીજે અરસપરસ છાપે ચઢાવિયા,
મોરમુગટ શિર પર ધરૈયો! ખેલે છે૦

હુંકાર કેમ અલ્યા તારામાં આવડા?
પશ્ચિમનો ભાંડ ને ભવૈયો;
કહે છે કનૈયો વીરા ચેતીને ચાલજે,
હું છું નિજ કુળનો હરયો! ખેલે છે૦

૧૮ · ૭ · ૩૭

# ૪ હું, બાવો ને મંગલ

શસ્ત્ર ગયાં ને ભારતનાં સમરાંગણ ભાસે સૂનાં,
યુદ્ધકર્મ પરવારી બેઠાં રાજપૂત કુળ અધુના;
સ્વર્ગે વણપરણેલી અપ્સરા, એથી ખૂબ મૂંઝાતી;
પુષ્પગૂંથી એની વરમાળાઓ, કરમાં કરમાતી.

અમને ભાસે એને વરવા સાક્ષર પડમાં આવ્યા,
પાણીપતનાં મયદાનો એણે અખબાર બનાવ્યાં.
નિજનિજનાં લશ્કરને લઈને સામેસામા પડતા,
એકબીજા પર છાપા મારી કલમકૃપાણે લડતા.

તર્ક તણી બંદૂકો તાકી નિશ્ચે નિશાન વેધે,
અસંખ્ય હુમલાઓ લઈ આવે જો પડે કોઇને બેધે.
મોઢેથી એની બદબોના મોટા બોમ્બ વછોડે,
સામાની કીર્તિના કોટો એક પલકમાં તોડે.

હું, બાવો ને મંગલ ભૈયા ત્રણે ભાઈ કુંવારા;
સ્વર્ગ તણી પરીઓ પરણ્યાના જાગ્યા કોડ અમારા.
મંગલભાઈએ મુહૂર્ત કીધું, વિવેચક થઈ બેઠા,
બાવાજી ભાષાંતર ભરડે લેખો લઈને એઠા.

હું કવિવર થાવા રસશાસ્ત્રો પિંગલ બેઠો પઢવા,
યતિક્ષતિમાં કૈં ના સમજ્યો એથી બેઠો રડવા.
પણ વારાહ પ્રભુજી પ્રકટ્યા પૃથ્વીને લઈ આવ્યા,
અમ જેવા અનુયાયીને દોડ્યાના ઢાળ બતાવ્યા.

પિંગલના ડિંગલને ડામ્યાં સંગીત મૂક્યાં ચૂલે;
મોંએ માગ્યા એના ઊપજે મંગલભાઈને મૂલે!

સભારંજની ચૂપ બનાવી લોકરૂચિને રોકી,
અર્થઘનત્વ તણી શલ્યાને સૌના શિર પર મૂકી!
અર્થઘનત્વતણા પથ્થરમાં રસનું ટીપું ક્યાંથી!
હાહા! શોણિતથી ભિંજાશે કપાળમાં ફૂટયાથી!

શબ્દાડંબર અર્થાડંબર આડંબરની ઓથે;
હાહાહો!ની જમાત જમાવી કવિ બન્યો હું પોતે.
ખબરદારની ખબરો લેવા ન્હાનલજીને નડવા,
પ્રતિસ્પર્ધીનો પીછો પકડું ઝાઝું જોર ઝઘડવા!
જો આફત નડવાની તો તો રંભા સ્વર્ગે વરશે,
નહિ તો બંદા સાક્ષર થઈને સ્વચ્છંદે વિહરશે.

૪·૮·૪૦

## ૫ કદરદાની

• ગઝલ •

લીલીછમ વાડીઓ દેખી અમોએ ગામઝાંપામાં,
લખી એ પર કવિતાઓ છપાવી એક છાપામાં;
અમે બે બેત જોડી તે વખાણી દેશ આખામાં,
મૂઆ એ વાડીઓવાળા ન આવ્યા કાંઈ લેખામાં!

અમોએ આગરે આવી, નિરીક્ષણ તાજનું કીધું;
પ્રવાસીની કટારોમાં રૂપાળું ધ્યાન પણ દીધું.
વખાણ્યા લેખ લોકોએ કવિરાજો અમે હુઆ!
ન જાણ્યાં નામ કડિયાનાં કરી કારીગરી મૂઆ!

હિંડોળે હીંચકા ખાતાં કરી કાન્તે કવિતાઓ,
લલિતે ઝાડપત્રો પર લખી નાખી કવિતાઓ;
બિછાને પુષ્પને ગુંજી કલાપીની કવિતાઓ.
નરમદે ધોતિયાં પ્હેરી, લખી શૂરી કવિતાઓ!

હિંડોળાઓ ઘડી એવા સૂથારે હાથ છોલાવ્યા,
રંભાપે રાતદી જાગી તરુવર પાન ડોલાવ્યાં,
શ્રમોને જિંદગી ધૂળે મૂઆ માળી વિના નાણાં;
રણાંગણમાં મૂઆ બહુ એ ન એનાં નામ પણ જાણ્યાં!

મજૂરીઓ કરે તેને મળે છે ભાખરી કોરી,
જીભાજોડી કરી જાણે જમે દૂધ ભાત ને પોળી!
બિચારા મહેનતુઓની જયંતીઓ ન ઉજવાશે.
અગર સાક્ષર કવિ હો તો કદરદાની જરૂર થાશે!

૭ ૩ · ૨૬

## ૬ ખેડૂત ને તંત્રી

· હરિગીત ·

ખેડૂત છું હું તંત્રી ને ખેતર અમારૂં પત્ર છે;
લેખક કવિ કિરતાર મારા પત્રનો શિરછત્ર છે.

છે છાપખાનામાં હળો, ને છે બીબાંઓમાં બિયાં;
કૉલમ અમારાં ખેતરોમાં જે બનાવ્યાં પાળીઆં!
લીટી બની છે ચાસની, અક્ષર બન્યા છે રોપના,
એ અક્ષરોમાંના વળાંકા, પાન ફળફૂલ–પુષ્પનાં
ચિત્રો બની ઝાડો ઊભાં વેલા લતા ફૂલ કયારીઓ,
વાડો બનાવીને કરેલી છે રૂડી કિનારીઓ.
પ્રિંટર અને કમ્પોઝિટર તે છે અમારા સાથીઓ
છે યંત્રમાં બળદો, હથોડામાં પરોણા, લાઠીઓ.
કિરતારને હૃદ–સાગરે ઊર્મિ ઊઠે તે વાદળી;
લાવે પવન–પોસ્ટલ પીયુન વરસાદના રૂપમાં વળી.
ના મહેનતાણું માગતો એવા કવિ જેવો ભલો
આવી અષાડે ઊતરે છે લેખનો ઢગલો વડો.
જે જે કંઈ ઉપયોગનું મુદ્રિત કરૂં સારી રીતે
બાકી બીજું કૂવે તળાવે વેસ્ટ પેપર બાસ્કીટે!
દીપોત્સવીનો અંક તે દાણો લઈ મસળું ખળે;
ને અંકનાં રસિયાં વિહંગો, મફતિયાં ટોળે વળે.
આપે લવાજમ એ બધા વહેવારીઆ વેપારીઓ;
બાકી બીજા વિવેચકો તે ભાટ ભાંડ મદારીઓ!
આવ્યા નહીં લેખો હજુ કાં તો કવિ આળસ કરે;
ટંટો હશે કિરતારને પ્રિયા તણી સંગે અરે!
સાંજે સવારે જાય છે પોસ્ટલ પીયુન અહીંઆં થઈ.
દીપોત્સવી માટે અરે! આ સાલ લાવે કંઈ નહીં!

૫ • ૬ • ૩૬

# ૭ ટીટ્ટિભિ–લેખિની

• વંશસ્થ •

લખેલ છે વાત જુઓ પુરાણમાં:
સમુદ્રને શોષી જતી ટીટ્ટિભિની.
વળી બીજી એવી જ કૈંક વારતા,
પ્રચારમાં છે હજુ પંચતંત્રની.

હતી મીચી આંખ ઉપેક્ષભાવથી,
ગપોડ એના લખનારને ગણી.
રમા હતી આસ્તિક એ કહે મને,
જરૂર એવી ઘટના હશે બની.

ન બુદ્ધિને ગ્રાહ્ય, વળી પ્રત્યક્ષમાં
શકું નહીં એ કદી સત્યમાં ગણી.
પરંતુ હું આસ્તિક આજથી થયો,
પ્રત્યક્ષમાં એ ઘટના ગઈ બની.

નવા'દીમાં ચાલીશ ભારનો ભરી,
મૂકયો હતો મેં ખૂબ પૂરતો ગણી.
જીવાજીનો શાહીભરેલ બાટલો;
ઉલેચીઓ ઓહ! ટીટ્ટિભિ–લેખિની.

ટીટ્ટિભિ તો બાલક મેળવી ગઈ,
દીપોત્સવી અંક મને મળ્યા નહીં!

૩ • ૧૨ • ૪૦

# ૮ આધુનિક કેળવણી વિષે જૂનવાણી ક્ષત્રાણી

• રાગ શિવાજીના હાલરડાનો •

આભમાં ઊગ્યો અંગારીઓ ને એનો બાળ નિશાળે જાય;
માતા એની મીઠડાં લેતી;
બાળુડાને બોલ એ કહેતી:

ખેલજે રે મારા બાળ! ખેલી લેજે ગેડીદડાના દાવ;
કાલે તારે હાથ રહેવાની;
કલમ દોત કાળા મહોડાની!

વ્હોરશું રે વ્હાલા વીર તારે કાજે વિદેશી વ્યાયામી સાજ;
છતાં થાશે દેહ તો કેવો;
ઢીલાપોચા વાણિયા જેવો!

બાંધજે રે મારા બાળ બાંધી લેજે ઘોલકીઆં ઘર આજ;
કાલે તારા મહેલ બંધાશે,
ઊંચે ઊંચે સાત આકાશે!

ભેટજે રે મારા વીર ભેટી લેજે ખૂબ ભીંસીને આજ;
કાલે કોને ભેટવા કાજે,
ધૂનન ખાલી હસ્તનું થાશે!

બોલજે રે મારા બાળ બોલી લેજે કંઠ ખોલીને આજ;
કાલે વીરો બોલશે વાણી;
ઢીલી પોચી મમરા ધાણી!

ઝાંખજે રે મારા બાળ ઝાંખી લેજે આંખ ઉઘાડીને આજ;
કાલે તારી આંખની આડે;
કાળાધોળા કાચ દેવાશે!

લડજે રે મારા વીર! લડી લેજે ભેરૂ ભટ્ટોથી આજ;
કાલે તારી મૂછ મૂંડાશે
કંકણુ ઘડિયાળનાં થાશે!

વાંચજે રે મારા વીર વાંચી લેજે પેટ ભરીને આજ;
કાલે તારા કલાસને માથે;
પરીક્ષાની તોપ મંડાશે!

જીવજે ને મારા વીર! જીતી લેજે એમ એ.બી.એ.નો તાજ;
જ્યારે તાજ થી ટેમ થાશે;
કિમ્મત કોડી દોઢ અંકાશે.

૧ · ૯ · ૩૪

## ૯ રાધાની ઓઢણી પલાળિયું જી રે

શિક્ષક ગોવાળિયો ને શાળા ગોવાળણી;
શિક્ષણની ગાવડી પાળિયું જી રે!
ચરતી'તી હિંદના હરિયાળા ખેતરે;
બ્રિટનના બીડમાં વાળિયું જી રે!

ભારતની ખીણોનો લીલુડો ખેવડો;
બ્રિટનનું ઘાસ તો પરાળિયું જી રે!
પીતી'તી ગંગા-જમનાનાં નીર નિર્મળાં;
બ્રિટનનું વારિ વરાળિયું જી રે!
પહેલાં બેસારતા'તા ગાયોને ગોંદરે;
આજે રહેઠાણ શહેરમાળિયું જી રે!
પહેલાં લેતી'તી રૂડા વગડાના વાસરા;
આજ સૂંઘે ગંધારૂં ખાળિયું જી રે!
પહેલાં પ્રતાપી ગુરુ દ્રોણ ને સાંદીપનિ,
આજ ભૂંડું માંકડ મૂછાળિયું જી રે!
પહેલાં ગોવાળિયાને ગાયોથી નેડલો;
આજ લક્ષ વેતનમાં વાળિયું જી રે!
બાંધી છે ગાવડીને વિદેશી નોંઝણે;
વિકૃત એ દૂધને નિકાળિયું જી રે!
સાતસાત સાલ સુધી વિકૃત એ દૂધડું;
મૅટ્રિક મટુકીમાં ઘાલીયું જી રે!
'વર્સિટિ વેચવાને ચાલી ગોવાલણી;
પગમાં બેડીની ઘૂઘરમાળિયું જી રે!
મારગ રોકીને ઊભો પરદેશી કહાનિયો,
મૅટ્રિક મટુકી ઊંધી વાળિયું જી રે!
રસરસ રૂએ છે ગોરી શાળા ગોવાલણી;
રાધાની ચૂંદડી પલાળિયું જી રે!

૨૨ · ૬ · ૩૬

# ૧૦ પરીક્ષાને

• મનહર •

વધે કે ઘટે ના તુંથી જ્ઞાનનો ખજાનો વારૂ;
તોય પેલા પાટલાની તું તો પટલાણી છો.
બાબુને તોળ્યો છે તેના શિક્ષકે અનેક વેળા;
તોય તેને તોળવાને શાને વહેમાણી છો?
કાં તો એના શિક્ષકોમાં પ્રમાણિકતા ના પેખે;
બાબુને બિચારો જાણી ફોગટ ફૂલાણી છો!
જેણે નહીં જાણ્યું કો'દી બીક છે બિચારી કેવી!
ફૂળા એના કાળજામાં ધ્રુજારી ભરાણી છો.
આંખ તણાં તેજ લીધાં, લાલ લોહી પીળાં કીધાં;
બેધારી કટારી કર પારકે મુકાણી છો!
કૈક જૂવાનોની તેં તો જિંદગી અકારી કીધી;
સુવાડ્યા સ્મશાને હા! પિશાચીની જણાણી છો!
જીવ્યા તે ધ્રૂજે છે પેલા! પુષ્પની પથારીઓમાં
જ્યારે જ્યારે એમના તું સ્વપ્નમાં સમાણી છો.
નકામી પ્રથાઓ નાઠી શિક્ષણપ્રણાલીમાંથી;
તને ના નસાડે મેલી મેલડી મનાણી છો?
જુઓ જૂનવાણીમાંથી વ્હેમના રિવાજો ચાલ્યા;
છતાં હજુ દ્વારકાની છાપ શી છપાણી છો!
ભલી ને રૂપાળી શાણી માત શારદાને ભાલે;
મેશ તણા ચાંદલા શી મલિન જણાણી છો!

૧૧ • ૨ • ૩૯

## ૧૧ ગોળુડો ઘાટ

વાગે અગિયાર ગુરુ આવે છે દોડતા,
લેસન જો ના'વડે કદાપિ ન છોડતા;
ભૂલ્યા છે દેહભાન ઝોકાં ને ઊંઘમાં,
ભૂલ્યા છે આજ મારા લેસનની વાત;
વહાલો લાગે છે એવો અડધી મિચાયલી–
ગુરૂજીની આંખોનો ગોળુડો ઘાટ!

પીઢ બની શિક્ષકની સાનિધ્યે બેસવું,
બાળપણું બુદ્ધાની આજ્ઞામાં રહેંસવું;
કાઢીને શિક્ષકથી પુસ્તકનો ઘૂમટો,
ખેલે છે ખેલ મારો બાજુમાં હાથ.
વહાલો લાગે છે ટકોરા બજાવવા;
મામદના મૂંડાનો ગોળુડો ઘાટ!

ડોળા કાઢીને ડરાવે છે વાતમાં,
ના'વડે કશુંક તો ઉતારે છે ક્લાસમાં,
કરતા અપમાન, ખણે ગાલોપર ચાંટિયા,
ઉપર જાતાં કે' છે બાપુને વાત,
વહાલો દીસે છે શું શિક્ષકને બાળનાં
આંસુનાં બિંદુનો ગોળુડો ઘાટ?

બાળુડાં પુરાયાં છે શાળાને પિંજરે,
શિક્ષકબિલાડાથી ઉંદરડા થરથરે,

ખેલે જો ખેલ કોઈ ભૂલીને વર્ગમાં,
બરડામાં શિક્ષકની લાગે છે લાત.
વહાલો લાગે છે નિશાળેથી નાસવા,
ઘંટા ને ડંકાનો ગોળુડો ઘાટ!

આવ્યા પરીક્ષકજી પાસેના શહેરથી,
મોદક ઉડાવ્યા છે ઉતારે લ્હેરથી,
પૂછે છે બાળકને પ્રશ્નની પરંપરા,
ખાય ઓડકાર ફરે ઉદર પર હાથ.
વહાલો લાગે છે કુતૂહલપ્રેમી બાળને,
સાહેબના ફાંદાનો ગોળુડો ઘાટ!

ગોખ્યા છે પાઠ ખૂબ કીધા ઉજાગરા,
ઠાંસ્યું ભણતર ખોલી મગજના મિજાગરા,
બાળકવસ્થામાંથી બૂઢાપા લાધિયા,
પરીક્ષાની છૂટીથી રહેંસી છે જાત.
વહાલો ન એક છે પરીક્ષાને પત્રકે
સાહેબના મીંડાનો ગોળુડો ઘાટ!

૫ · ૬ · ૩૭

## ૧૨ શિક્ષક પરિષદમાં જતા મહેતાજીના મુખમાંથી

· ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં એ રાગ ·

ધોબીડા વીરા! ધોજે ખંતેથી મારૂં ધોતિયું;
જાવું છે મારે રાજેણા મુકામ રે. (ટેક)

છૂટયાં ફરમાનો મોટા સા'બનાં;
લેવાની છે મારે શિક્ષકમેળાની લ્હાણુ રે! ધોબીડા૦

જમવાજોવાની ફી છે આકરી;
તેથી છે જો કે કૈંક ધોલાઈની તાણુ રે! ધોબીડા૦

બાંધું કસકસતું કેડે પોતિયું;
ઢીલું થાશે દેખી તાતાં ઉપરીઓનાં નેણ રે! ધોબીડા૦

જીભની ધારે ખુશામત ખેલશું;
વહેતાં મૂકી દેશું એનાંવખાણોનાં વહાણુ રે! ધોબીડા૦

ઊંચો અનુભવ અમારો આટલો;
બેસી રહેવું જેવાં બેસી રહે છે બાનરે! ધોબીડા૦

જે જે કહેશે જીલબ્બે ઝીલશું;
ભારશું હૈયામાં ઊંડે અમારી મ્હોકાણુ રે! ધોબીડા૦

દીન ને દુઃખિયો હું સારા દેશમાં;
તો ય માનું મારૂં ઊંચું સમાજમાં સ્થાન રે! ધોબીડા૦

સૂણજે સમજાવું વીરા સાનમાં;
કોલસા ખાઈને ઉપર ચાવું છું પાન રે! ધોબીડા૦

૬ · ૪ · ૩૭

# ૧૩ બ્રીફ લેજે વકીલાતની

• મનહર •

ચારે પ્હોરે ચોવટોને ડોળવામાં ચિત્ત હોય,
પ્રીત હોય રીત જાણવાને વાતવાતની;
એક રીતે સાણસામાં ના'વે તો અનેક રીતે,
જુક્તિઓ તૈયાર હોય પાસે જાતજાતની.

ઝીણીઝીણી જાળીવાળી જાળ જો બિછાવી જાણે,
તાણે આણે ફાંસલામાં મચ્છી ભાતભાતની.
માખી મારનારને કે'વાનું કે તેં કોપ કર્યો!
અરે! આ તો કીધી વાત મોટા ઉત્પાતની!

ખૂનીને કે'વાનું એમાં એટલું બીવાનું શાનું!
મારી કને કૂંચીઓ છે જુદી જુદી જાતની!
આંખડી આંજી કે દીવા જેવું હથેળીમાં દેખે
જો કે વાત હોય સત્તા બા'ર જગતાતની!

આવડે ઉદ્યોગપાટા અવળા બાંધીને આંખે
લ્હાણુ દેતાં ચક્રાવામાં ઘાણીના સંગાથની!
યુક્તિ ને પ્રયુક્તિઓથી કલાયંટ ઉતારી કૂવે,
પછી માત્ર કાપવાની દોરી એંશી હાથની!

મૂકી જાણે આમદાની ટોપી મામદાને માથે;
તો તો વે'લી વે'લી બ્રીફ લેજે વકીલાતની!

૧૩ • ૨ • ૩૫

# ૧૪ અમારો ગ્રેજ્યુએટ

• ગઝલ •

પિતાએ રહી પટાવાળા, કલેકટરની કચેરીમાં
બનાવ્યો પુત્રને બી.એ રહી ના સુખની સીમા.
ફળી માતાજીની માળા, હજારો માનતા માની;
પ્રભુજીએ અમારા પર અહોહોહો! દયા આણી!

ગીરો ઘરબાર છો મૂક્યાં, અમારાં દાળદર જાશે,
થઈ સાહેબ ઑફિસે અમારો પુત્ર પંકાશે.
વધ્યો છે પુત્ર વિવેકે બઝારે આપ્તજન મળતાં,
મૂકી 'જયજય' નમસ્તેજી, શીખ્યો સાહેબજી કરતાં!

પિછાણે છે ઈટાલીમાં નદીઓ કેટલી છે તં;
ભૂલ્યો છે ગામને પાધર નદીનું નામ જે છે તે!
વિદેશી શહેનશાહોના જૂના ઇતિહાસ જાણે છે.
પ્રપિતાના પિતામહનું જવલ્લે નામ જાણે છે.

મળે ચાળીશ તેમાંથી પૂરૂં જણ પાંચનું કરવું;
કલબો પત્રો વિગેરેનું લવાજમ પણ પડે ભરવું.
હમેશાં મિત્રટોળાને પડે સીગાર પણ પાવી;
દીપાવ્યો રૂમ બેઠકનો ખરીદી ખૂરશી લાવી!

સદા વર્ષાઋતુ બેસ્યે પિતાજી વાવતા વાડો;
નીપજતું શાક તેનાથી કુટુંબ નિભાવતું દા'ડો.

કૃષિવિજ્ઞાન શીખીને હવે ફૂલઝાડ વાવે છે.
પિતાજી મારકીટમાંથી સડેલું શાક લાવે છે.

નિરક્ષર નારને રસિયો ઊંચાં સાહિત્ય સમજાવે;
બિચારી ભેંશને એ ભાગવતનો ખ્યાલ શું આવે!
પછી તો કૈંક કંટાળી, કરે વિચાર પણ એવો,
થવું જો ગ્રેજ્યુએટ જ તો જનમ ના હિંદમાં લેવો!

૨૪ · ૫ · ૨૬

## ૧૫ એકદા ઓ ઊભી થા!

· મંદાક્રાન્તા ·

જ્યારે ન્હોતાં ગ્રીસ અગર કો રોમનાં રાજ્ય જન્મ્યાં,
ત્યારે તારા કરકમળમાં શ્રેષ્ઠ સત્તા હતી મા!
તારે શિર્ષે કનકકલગી શ્રેષ્ઠ સ્વાતંત્ર્ય કેરી;
ન્હોતી સારા જગતભરમાં તુજની જોડલી મા!

તે વેળા તેં કદી નથી લૂટી અન્ય કોઈ પ્રજાને;
કે ના રોળી અવર ભૂમિને પાદૂકાના પ્રહારે.
દૃષ્ટિ ધારી અમીમય સદા સર્વ જાતિ વિલોકી,
તેં સત્તાનો દુરવ્યય કરીને નથી કીર્તિ લોપી.

ન્હોતાં વાસ્યાં ભીતિધરી અને ભોગળો બારણાંનાં,
ન્હોતી રોકી અવર જનતા આવતી આંગણામાં,

કીધાં છે તેં હરવખત આતિથ્ય બીજી પ્રજાનાં;
નો'તી શંકા અતિથિ કરશે હાલ આવા અમારા!

તારા બાહુ બળહીણ થયા શસ્ત્ર ઝૂંટી લીધાથી,
તારાં ગાત્રો શિથિલ થઈ ગ્યાં લક્ષ્મી લૂંટી લીધાથી.
પ્હેરાવી છે ઉભય કરમાં શૃંખલા સર્વનાશી;
ચોંટાડી છે તુજ શરીરને રે જળો લોહીપ્યાસી!

એવે ટાણે નિજ જનનીના દુઃખનું ભાન ભૂલી,
સંતાપે છે અરસપરસે લાઠી ને પથ્થરોથી!
ખૂશી થાતા નિજ જનનીનું હિત ગૌરવ ગુમાવી,
શોધી જોશો જગતભરમાં કો પ્રજા હોય આવી!

લાખો લોકો ભૂખદુઃખ સહી વસ્ત્રહીણાં ભમે છે,
ને બીજાઓ કલહ કરીને દુઃખ ને ડામ દે છે.
લૈને ખોળે તુજ તનુજ સૌ સાગરોમાં શમી જા;
કાં તો માડી! પૂરવવત તું એકદા ઓ ઊભી થા!

૧૫ · ૫ · ૨૭

## ૧૬ બકરીની ટકોર

· ગઝલ ·

અજાઓએ મળી ગોવાળીઆથી ગોષ્ઠી કીધી તે
અજાઓના નિવેદનની અહીં આ નોંધ લીધી છેઃ

'અમારી જાતિની સંખ્યા જગતમાં ખૂબ મોટી છે.
અને હિંદી પ્રજાની યે ન સંખ્યા છેક છોટી છે!
અમે અલ્પાયુષી જીવો હમેશાં મિલિયન મરીએ,
અને હિંદી પ્રજા રૂપે ય સંખ્યાબંધ અવતરીએ.

અગર આ વાતની તમને પ્રતીતિ થાય ના બાપુ;
દઈને દાખલા શંકા તણી સાબિતીઓ આપું.
અમારી મોટી સંખ્યા એક બે ગોવાળ વાળે છે,
અને હિંદી પ્રજાને અલ્પ સંખ્યાઓ સમાલે છે!

દીઓ છો ભોગ દેવીને અમારો આપના સ્વાર્થે;
દીધો છે ને દીએ છે ક્યાં ન તેઓ અન્યને કાજે?
તમોને પોષીએ તોપણ અમારા હાલ કેવા છે?
વિદેશી પોષનારા હિંદીઓના હાલ તેવા છે!

અજાઓ ઠીક ધીંકાધીંક કરવામાં ય શૂરી છે,
અને હિંદી પ્રજા અંદર લડ્યામાં ક્યાં અધૂરી છે!
બીજું કો જાનવર દેખી અજાઓ જાય છે નાસી.
પ્રજા હિંદી વિદેશીથી રહે છે કેટલી ત્રાસી!

અમોને ફૂલ ફળ કે ઝાડવાંનાં પાન ભાવે છે;
કરો ખાત્રી તપાસી હિંદીઓ પણ પાન ચાવે છે!
જીવાત્મા ભાવના સંસર્ગ તેવો જન્મ પામે છે,
અને ગત જન્મના સંસ્કારના સૌ નાશ પામે છે.
ઉપરનાં શાસ્ત્રવાક્યોથી કરી છે મેં સમીક્ષા આ,
છતાં શંકા હરે જૂઠી તમે ગુસ્સે થશોજી ના!'

૧૮ • ૧૨ • ૨૭

## ૧૭ અમે

• ગઝલ •

કશી તકલીફ પડશે તો અમે ન ઉઠાવનારાઓ,
કદાપિ લાભ મળશે તો જરૂર ઉઠાવનારાઓ!
સભામાં આવીશું સૌ કો નીરખવા નેત્રથી નેતા,
સૂણીને પાળીશું કે ના વચન તમને નથી દેતા.

કહો કુસંપ તજવાને અમોથી કેમ એ બનશે?
બજાવે હિંદુઓ વાજાં મુસલમીનો સહન કરશે?
અછૂતોને અમે હિંદુ કદી સદ્‌ભાવથી જોશું?
વડીલોપાર્જીત ગૌરવ (!) જતે દહાડે જવા દઈશું?

વિદેશી મોહ તજવાની અમોને વાત ના વહાલી,
વિદેશી વસ્તુઓ વિના શકે ક્ષણ એક ના ચાલી.
કહો કૉલેજ તજવાને ગુજારો શી રીતે કરીશું?
અમારાં બાળબચ્ચાંનાં ઉદર કેવી રીતે ભરીશું?

પિતાના મૃત્યુ પછવાડે પડે છે ન્યાત નોતરવી,
કહોજી રેંટિયા કાંતી સવાઈ શી રીતે કરવી?
કહો ઓદ્ધા તજી દેવા બજાવીશું અમલ જઈ કયાં?
તમારાં પાણુકોરાંઓ શરીરને રૂચશે? ના! ના!

પ્રજાની પીડની ખાતર અમારે શી પડી પરવા,
અમે રાજા મહારાજા મહેલે મહાલનારાઓ!
અમે મિલો તણા માલિક, ગરીબોની ગરીબોને,
અમે શું દેશની ખાતર છીએ બાવા થનારાઓ?

અમારા ગામને ચૉરે પડેલા ખાટલે બાપુ
પધારીને પૂછ્યું વૈદે: 'કહો કડવી દવા આપું?'
'અમે કડવું નથી ખાતા' સૂણી એવું કહ્યું વૈદે—
'અગર કડવું ગમે ના તો બીમારી ભોગવો બાપુ!'

૧૧ • ૪ • ૨૬

## ૧૮ ધરાર સેવક

• કૃચગીત •

ધપાવું, ધપાવું, ધપાવું પૂર જોશથી. (ટેક)
હુંહુંનું એંજિન મિથ્યાભિમાન કોલસા,
ઈર્ષાનો અગ્નિ પેટાવું! ધપાવું૦

રેગ્યુલેટરની મારે પરવા પડી છે કૈં ના,
ઊંચુંનીચું આડુંઅવળું ધાવું. ધપાવું૦

આકર્ષી અક્કલહીણાં ઢોણા ને ડોલચાં,
હોહોના ડબ્બાઓ લગાડું. ધપાવું૦

પૂછશો ન કોઈ ક્યાંની ટિકીટ તમારે લેવી,
જાણું નહીં ક્યાં છે મારે જાવું. ધપાવું૦

શિસ્તોનાં સિગ્નલ સામે આંખોમિચામણાં,
આંધીના ધુમાડાઓ ઉડાડું. ધપાવું૦

છુકછુકનાં ભાષણ ભરડું ખડખડ પાંચમની જેવાં,
આજુબાજુનાંઓને દઝાડું. ધપાવું૦

પાટાફાટા તો મુજને લાગે અળખામણા,
આડે ધડ આવી અફળાવું. ધપાવું૦

ટિકીટોને બદલે હું તો નાસિકા કપાવું સૌની,
મોરબીઓ સામે હું તો મોરચા મંડાવું. ધપાવું૦

ક્ષિતિજે ઊભા જે સામે નેતા હિમાચલો શા,
ઇચ્છું જઇ માટીમાં મિલાવું. ધપાવું૦

સેવક ધરારની આ ગરબડની ગાડીઓને
મોટીમોટી ગર્તામાં ગબડાવું. ધપાવું૦

૨૬ · ૯ · '૩૭

## ૧૯ યાત્રોત્સવ

·સવૈયા·

માહાત્મ્ય છે યાત્રાનું મોટું પ્રાચીન કાળ થકી પ્રચલિત,
દુનિયાની ખટપટમાંથી રાહત મેળવવાની રીત,
વિવિધ ધર્મે વિધવિધ સ્થાને છે યાત્રાને જરૂર સ્થાન,
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

રણભેરીના શંખ બજાવે ધ્વજાપતાકા લઇને હાથ,
વિવિધ ધર્મ તણા લોકોએ એક સંઘમાં કીધો સાથ.
યરવડાના જેલમંદિરે મહાત્માજીનું મોટું સ્થાન.
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

અહિંસાની પાવન ગંગા યાત્રિકો શ્રદ્ધાથી ન્હાય,
અંગત સ્વાર્થ તણા મળ ત્યાગી યાત્રા કાજે પવિત્ર થાય.
તપે છે સંયમના તપને પરાધીનતા મુક્તિ ધ્યાન,
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

સત્યાગ્રહના વિકટ મારગે યાત્રિક પગ ઉઘાડે ધાય,
લાઠીથી મસ્તક રંગાવી હોંશે તિલક છાપાં ખાય;
કથા ભાષણો, ભજન રાષ્ટ્રગીત, ઈન્કીલાબ ધૂને મસ્તાન,
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

મંદિરના સેવક પોલિસો સંઘ તણો કરતા સત્કાર!
પહોંચાડે જઈ દ્વાર હવેલી બજાવતા ફરજોનો ભાર;
મુખ્યાજી–મેજિસ્ટ્રેટો મંદિર પ્રવેશવાનું દે માન,
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

ધનમિલકતના ભોગ ધરાવે, મળે પ્રસાદી રોટી, શાક,
મહાત્મા સમ મોટા શિષ્યોને મેવા ફળફૂલો ને દ્રાક્ષ;
જે કોટીના જેવા ભક્તો તેવું રહેવાનું રહેઠાણ,
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

ધન્ય ધન્ય છે શુભ અવસર આ ધન્ય ધન્ય જેલો મંદિર,
શત કોટી છે ધન્ય તને હો સંકટસ્નેહી યાત્રિક વીર;
જયજય ઘંટાનાદ ઘણઘણે શુભ હેતુ નેજો નિશાન
જેલ તણી જાત્રાનો ઉત્સવ આજ ઊજવે હિંદુસ્તાન.

૩૦ · ૧૧ · ૩૦

# ૨૦ કામધેનુ

• રાગ ધીરાના પદનો •

બ્રિટાનીઆને ખીલે રે દૂઝે ધેનુ ભારતી;
કામધેનુ એ એવી રે જગમાં એની જોડી નથી. (ટેક)
સોનાની શિંગડીઓ રે રૂડી એની રૂપલા ખરી,
ઇચ્છિત વસ્તુ આપે રે દેતી દૂધે તાંબડી ભરી! બ્રિટા૦
જુગજુગની એ જૂની રે કાળે એની રક્ષા કરી,
અનેક છે ઉપકારો રે સૌમાં સારી સંસ્કૃતિ ભરી. બ્રિટા૦
સેવી એનાં ચર્ણો રે અનેક પૂર્વે ગયા છે તરી,
યશ ને કીર્તિ પામ્યા રે ધનરત્ને ભંડારો ભરી. બ્રિટા૦
જેના યશને પેખી રે પ્રતિસ્પર્ધી અંજાઇ જતા,
દિવાકરના તેજે રે જેવા ઝાંખા તારલા થતા. બ્રિટા૦
સૂર્ય સમા શોભીતા રે ઐશ્વર્યે જે ઊજળા અતિ,
ધેનુગૃહથી પળતાં રે આજે એની નિશાની નથી. બ્રિટા૦
જેને શિર્ષો ઝૂકતાં રે જેના નામે ધ્રૂજતા અરિ,
આજ નથી કોઈ નવરૂં રે એને કાજે રડવા જરી! બ્રિટા૦
જેને કોઇએ ન જાણી રે પૂર્વે મચ્છીમારી કરી,
માતાજીની મહેરે રે આજે મોટા વૈભવો વરી! બ્રિટા૦
બ્રિટાનીઆ ગોવાલણ રે અવગણ જેના એને જરી,
દિગંતમાં તું દીપી રે જેનાથી જશ કીર્તિ વરી! બ્રિટા૦

૨૨ • ૩ • ૩૩

## ૨૧ બિલ્લીબાઇ

• જીણા રોયડા રે રંગ લાગ્યો મણારાજ—એ રાગ •

પરદેશની રે ઘરમાં પેઠી બિલ્લીબાઈ! (ટેક)

ઊંચાં ભોજન મારે આંગણે રે જમતાં બાળ ને ગોપાળ,
સુરભિ વાયસને સરખાં મળે રે, સરખાં શ્વાન ને શિયાળ;
પરદેશની૦

અભરે ભરેલાં અક્ષયપાત્રને રે ખાતાં ખૂટી ન જાય,
આરોગે અતિથિ અભ્યાગતો રે પૂરાં પડોશી પોષાય.
પરદેશની૦

વાનીઓ વખાણે વિદેશીઓ રે જમતાં સ્વાદે ન ધરાય,
મેલા તે મનના અતિથિઓ રે આની કરે અદેખાઈ!
પરદેશની૦

આવ્યો પરદેશી પરોણલો રે જોગી જાદૂને વેષ.
આખું આરોગ્યું અક્ષયપાત્રને રે ખાવા રાખી ના ઘેંશ!
પરદેશની૦

બાનામાં મૂકી બિલાડીઓ રે એને ઘાલી ના નાથ,
ઘરના ધણી ઊભા બારણે રે એને જોડીને હાથ!
પરદેશની૦

બાળક બિચારાં કંપી રહ્યાં રે ભૂખે સુકાણાં શરીર.
ઘૂરકે બિલ્લીબાઇ પાટથી રે એને કહેતાં લગીર!
પરદેશની૦

ચાટે . . . . હાંડલું રે માત્તી મીની . . . . .,
ચાટીચાટીને ખાલી કર્યું રે હજુ એ પૂરી ના ધરાઈ.
પરદેશની૦

બાળ બિચારાં ભિખારીઓ રે જાદૂગરા કને જાય;
'હદ થઈ હવે તો પરોણલા રે! બોલાવી લે બિલ્લીબાઇ!'
પરદેશની૦

૨૬ · ૮ · ૩૧

## ૨૨ જુવાનિયાને

· જાંબુડે જાશમાં એ રાગ ·

લાજે માતા ભારતી વીરા! લાજે દેખી માવડી,
બેઠેલાં ડાચાં ને ડોસલા જેવા આકારનો જુવાનિયા!

નાગાંપુગાં લૂગડાંહીણું લાખો તારાં ભાંડરૂ,
હાય! છતાં તને મોહ શો ઝીણી કિનારનો જુવાનિયા!

દેવો જેવા દેશના નેતા, વેઠે જ્યારે યાતના,
ચસકો આવડો શોભે તને શું શૃંગારનો જુવાનિયા!

મીઠી આવે નીંદરા ભૂંડા! મીઠી આવે નીંદરા.
સળગે છે જ્યારે મોભાર સારા સંસારનો જુવાનિયા!

લૂલો જ્યારે દેશ છે, તારો હુન્નર ને ઉદ્યોગમાં,
નોકરી લેતો ન ધંધો સૂઝે શું કુંભારનો? જુવાનિયા!

રાતામાતા રાચણો જેવા પીડે જે પીડિતને,
થાવું ઘટે છે શું શ્વાન એવાઓનાં દ્વારનો? જુવાનિયા!

નાખે પિતૃ દેખ નિસાસા પેખી તુંને પાંગળો,
મૂંડેલીમૂછો,મોખરિયું મહોડું શોઓરતો? જુવાનિયા!

સાંભળજેવિરાટ આ પીટે,તરઘાયાનીડાંડીઓ,
એદીના પીરની જેમ એવે ટાણે ઘોરતો, જુવાનિયા!

છાતી માથે મોતના મેરૂ ભિંસાણી મા ભીડમાં,
એવે ટાણે સૂઝે મોહ ફૂળા સહચારનો? જુવાનિયા!

વૃદ્ધાની લાકડી છો તું માતાજીની લાકડી,
આશાનો એક અંકુર તું એના આધારનો. જુવાનિયા!

વિચારોએ વ્યોમમાં મહાલે ચંદરમાને હોડલે,
સૂઝે ના માત્ર ઉપાય માજીના ઉદ્ધારનો જુવાનિયા!

તારી ખાંધે ભાર છે ભેરૂ તારે માથે ભાર છે,
ભારતી માતાની આબરૂના અંબારનો! જુવાનિયા!

૧૫ - ૫ - ૩૬

## ૨૩ નોકરી દેવી!

- ગઝલ -

કીધાં તેં કામણો શાં શાં અરે ઓ નોકરી રાણી!
સહુ તારી કૃપામાંથી જુએ તુંને નયન તાણી.

અરે ! તું કાજ લાખો કારખાનાં આજ ચાલે છે;
મનોરથમાં બિરાજેલી તને લોકો નિહાળે છે!

ભણે કૉલેજમાં ભાષા તને બોલાવવા માટે,
હૃદયમાં એક તુજ આશા જનોને જીવને સાટે!
શીખે ભૂગોળ ભૂમંડળ મહીંથી શોધવા તુંને,
શીખે છે વ્યાકરણ શબ્દો વડે સંબોધવા તુજને!

શીખે શિષ્યો ગણિતો ગુણ તારા દેવી! ગણવાને;
શીખે સંસ્કૃત ઈત્યાદિ પ્રશંસા શ્લોક ભણવાને!
ભૂમિતિ માપવા માટે શીખે તુજ શક્તિઓ દેવી!
શીખે સંસ્કાર આદિ તે તને તો સેવવા દેવી!

ભણે છે ત્યાગના પાઠો જૂના ઈતિહાસ વાંચીને;
તજે સ્વાભિમાનને શ્રદ્ધા! તને હરનિશ યાચીને!
શીખે સાયન્સ શાળામાં પરીક્ષા શાહીની કરવા,
થયા એમ.એ.બી.એ તો'પિ ટળી ના દેવી તુજ પરવા!

તુંમાં સૌ લોક ગાંડા છે તું વિના બાઈ અંધારૂં,
અગર જો ના મળી તો તો થવાનું જીવતર ખારૂં!
ગુલામીનાં દુઃખો સહેશે અગર જો તું કૃપા કરશે,
કૃપા વિણ તારી ઓ દેવી! બિચારાઓ ભૂખે મરશે!

૩ · ૮ · ૨૪

## ૨૪ બટકું રોટલાને કાજે

• રાગ જોષીના ચાબખા •

બટકુંક રોટલાને કાજે અહાહા! બટકુંક રોટલાને કાજે.(ટેક)
સાડાત્રણ મણનો હું મજબૂત માનવી હીંડું તો ધરણી ગાજે,
હું તો તણખલાને તોલે તોળાણો શેઠને ત્રાજવે આજે.
અહાહા!
આંખે બંધાવ્યા છે અંધારા ડાબલા લીધાં છે ધૂસરાં ખાંધે,
ડચકારે શેઠને હું શીખ્યો છું દોડતાં મૂકી છે બુદ્ધિને વ્યાજે;
અહાહા!
શેઠિયો અમારો છે છેક કરૂપડો બ્રહ્મા દેખીને ઘાટ લાજે,
એની સુંદરતાની બાંગો પોકારતાં થાકતી નથી જીભ આજે.
અહાહા!
બળતે બપોરે એના તામાંશેકાઉં તોઅંતરઆનંદસુખવાધે,
ઠંડાં પીણાંથી ટેવાયલી એ જીભની ફૂંકથી દિલડું દાઝે.
અહાહા!
ધનનાઅંબારતોપહોચ્યાઆકાશમાંછપ્પનપરભૂંગળાંવાજે;
પૂર્યાં પીડિત રાંડીરાંડોને ચોપડે ભીસે ભિસાઈ રહ્યાંઆજે.
અહાહા!
કૈંકનિર્દોષિતને દોષિત બનાવિયા,કીધા છે કાન આંખઆડે,
અન્નના દાતાર તારી આજ્ઞા ઉઠાવતાં,શંકાઉઠાવવીનછાજે!
અહાહા!
માનવનું ફૂળ આજ પૃથ્વીને પાટલે ઝૂંટાઝૂંટીમાં ન લાજે,
સ્વનું ભરાય તો પરનાનાં ફોડવા ઊભાં કટીબદ્ધ આજે!
અહાહા!

૩ • ૪ • ૩૯

## ૨૫ ચઢજે

• ભૈરવી •

ઊંચાં ઊંચાં તરુવર ચઢજે, ચઢજે આભ અટારી,
શિયાળે હેમાળો ચઢજે, ચઢજે વીજસવારી,
ભૈયા! ચઢજે વીજસવારી!

શેષ નાગના શિર પર ચઢજે, ચઢજે આગ પસારી,
રાજાની આંખે પણ ચઢજે, ચઢ કૃપાણ દોધારી,
ભૈયા! ચઢ કૃપાણ દોધારી!

રૌરવને રસ્તે પણ ચઢજે, ચઢજે સંગીન ઝેરી,
અભાગી યે કેડે ચઢજે જ્યાં વસતા સઘળા વૈરી,
ભૈયા! વસતા સઘળા વૈરી!

શૂળી ચઢજે ફાંસી ચઢજે, ચઢજે ભૈરવ ભારી;
તૂટેલે વહાણે પણ ચઢજે, જ્યાં છે અનગળ વારિ,
ભૈયા! જ્યાં છે અનગળ વારિ!

દરિદ્રોને દ્વારે ચઢજે, ચઢજે જ્યાં નહીં બારી,
આફતને શિરે ચઢજે જ્યાં શકે ન ફાવી કારી,
ભૈયા! શકે ન ફાવી કારી!

હનુમાનની ઠેશ્યે ચઢજે ચઢજે મૃત્યુપથારી,
વકીલનો દાદર ના ચઢજે એ જ પ્રાર્થના મારી.
ભૈયા! એ જ પ્રાર્થના મારી!

૧૪ • ૭ • ૩૯

# ૨૬ અમે મૂછો મૂંડાવી છે

• ગઝલ •

અમારે ગામડે ક્ષૌરિક જીવન સઘળું વિતાવીને,
ગયેલો શહેરમાં ભગલો, અતિથિ એમનો થઇને;
જતાં કૉલેજિયન દીઠા, હતી મૂછો મૂંડાવેલી;
પૂછેલું એમને કારણ કુતૂહલની વૃત્તિ સેવી!

"ગયાં છે શું સ્વજન સંપી તમારાં સ્વર્ગમાં સાથે,
કીધાં છે ક્ષૌર સઘળાએ મળીશું શ્રાદ્ધને કાજે?"
સૂણી એવું કહ્યું એને મળી જુદુંજુદુ જે કંઈ;
અમે ઉધ્ધૃત કીધું છે તમારી જાણ માટે અહીં—

"અમોને ખૂબ કેળવવા સદા જહેમત ઉઠાવીને;
વીંટીને પેટ પર પાટા મદદ જે મોકલાવે તે,
વિલાસી મોજશોખોમાં અમે અહીંઆં ગુમાવી તે.
પિતાજીની અવજ્ઞામાં અમે મૂછો મૂંડાવી છે.

કરે એકાદશી માતા વળી વટ વૃક્ષને પૂજે,
દીએ છે દોટ મંદિરે નૂતન સાયન્સના બૂજે;
અમોને વેવલી ભાસે અમારી જન્મદાત્રી એ;
ઘૃણિત થઇને ઉપેક્ષામાં અમે મૂછો મૂંડાવી છે!

સ્ત્રીનો ઉત્કર્ષ સાધ્યાનો અમારો છે સદા દાવો;
અનુકરણો કરી જો કેળવે પશ્ચિમના ભાવો,
સ્ત્રીથી સમભાવ સ્થાપ્યામાં અમારી શર્ત આવી છે,
કીધા છે બોબ્ડ તેણે તો અમે મૂછો મૂંડાવી છે!

નીતિ ને ધર્મની વાતો હજુ યે ના વિસારી તે,
સગાંવહાલાં સહોદરની ઘણી રીતો અકારી છે.
કળાકૌશલ્યવિહોણી ગતિ જૂની જણાઈ છે
અને એના અનાદરમાં અમે મૂછો મૂંડાવી છે!

વિજેતાનું બધું સારૂં અમારૂં તે નઠારૂં છે,
અમે એ સૂત્રને અપનાવવાનું યોગ્ય ધાર્યું છે.
ભજવવા પાઠ એ પૂરો, ગળે ટાઈ લગાવી છે,
વળી વાનર નકલ કરવા અમે મૂછો મૂંડાવી છે!

વિદિત શિક્ષણપ્રથાઓથી સુસિદ્ધિ એક સાધી છે,
ગુલામી કાં બેકારીની ઉપાધિ શિર લાધી છે.
વધારી ખૂબ લાચારી છતાં એને ટકાવી છે,
બતાવા એ નિરાધારી, અમે મૂછો મૂંડાવી છે!

ભૂલ્યા શસ્ત્રાસ્ત્ર વાપરતાં, વળી ઘોડે સવારીને,
શિથિલ મર્દાનગી કીધી વિલાસોને વધારીને
વધાવ્યા છે વિજેતાને નીચી મૂંડી નમાવીને
અરે! એ શર્મને લીધે અમે મૂછો મૂંડાવી છે.”

૧૦ · ૩ · ૩૭

## ૨૭ મવાલીઓ

• રાગ વૈષ્ણવ જન તો તેને કહીએ •

મવાલીઓ તો તેને કહીએ જે પોતીકાને પીડે રે,
ભેટે જો સાચો દુશ્મન તો દ્વય પગમાં પૂછડું ભીડે રે! (ટેક)

ઉપકારો કરનારા પર અણુસરજી આફત લાવે રે;
સ્વજનને મોઢેથી ઝૂંટી પરના ખરને ખવરાવે રે!
મવાલીઓ૦

ગ્રહણ વખતે સાપ લાવીને આખું ઘર અભડાવે રે,
રસ્તે ચઢચું પોતીકું ગાડું ગર્તામાં ગબડાવે રે.
મવાલીઓ૦

જે ડાળી પર પોતે બેસે તે જ કુહાડે છેદે રે;
નાક વાઢીને શુકન કરે જો પડે કોઇને ખેધે રે!
મવાલીઓ૦

સંપ સમે કુસંપ કરાવે દેશહિતના દ્રોહી રે,
કંપાવે છે કસાઇને પણ પીતાં સ્વજનનું લોહી રે.
મવાલીઓ૦

નબળાઓને પીડવામાં જે શૂરવીરતા દેખાડે રે,
દેશ ઉપર આફત આવે તો મલિન મુખ સંતાડે રે.
મવાલીઓ૦

મવાલીઓ ચામાચીડિયાં જે ધણીના કાનો કરડે રે;
જેનાથી આશ્રય પામે તેના પર મૂછો મરડે રે!
મવાલીઓ૦

ચામાચીડિયાં પ્રભાત થાતાં અંધારે સંતાશે રે,
એવા હાલ મવાલી તારા સ્વરાજ મળતાં થાશે રે!
મવાલીઓ૦

૨ · ૬ · ૩૨

## ૨૮ લુહાર

· વંશસ્થ ·

ઘડયાં રુડાં સાધન તેં કૃષિ તણાં
વળી ઘડયાં ખૂબ ગૃહોપયોગનાં
ભલે ઘડયાં શસ્ત્ર સમસ્ત જાતનાં
બચી જવા હિંસ્ર પશુ થકી ભલા.
ભલે લડે માનવકુળ શસ્ત્રથી
લુહારનો દોષ લગાર એ નથી.
થયેલ છે તોપણ એ ય ક્ષમ્ય છે
પશુકુળે બંધન-દોષ સાંકળે.
પરંતુ જે માનવ, માનવી મહીં—
વિશ્વાસનો ઘાત કીધો; રૂચે નહીં
હું ને પ્રિયા એક જ સર્વ વાતથી
છતાં કને ચાવી રહે જુદીજુદી,
મનુષ્યમાં ભેદની ગ્રંથિઓ સમાં
ઘડી અને [1]ભોગળ તેં ભૂંડી કરી!

---

[1] તાળાં

૧૧ · ૩ · ૪૧

## ૨૯ તને કેમ ગમે ?

એ તો માતાને દહેરે મીઠાળ તજી,
સૂતાં આલય સુંદર સેજ સજી,
એની વાતો પૂરી થઈ છે ન હજી,
એવાંઆશાભરેલાંઅનેકતણી,જ્યારેઓંબથીજીવનજ્યોતશમે
એવે ટાણે શેઠાણીને ધૂમ નફાતણી વાત સુણાવ્યાનું કેમ ગમે ?

માને ઝાઝેરો જાનથી જોન ગમે,
એની ભૂરી કીકીઓમાં જોન રમે,
એની માતા છે માંદી વિદાય સમે,
એનાંઅંગ પ્રત્યંગ કપાઈજતાંભૂખીપંખિણીનીકીકીઓમાંશમે,
એવેટાણેનફાનાનશામાંભલાતનેન્યાત જમાડયાનું કેમગમે?

બહુ બાળક ધાન વિના ટવળે,
એના સ્ટોરોને આગ વિંટાઈ વળે,
એના પાણીમાં કાતિલ ઝેર ભળે,
તું તો સાંજ સમે ચપટી લઈને કીડિયારાં પૂરીને પછીથી જમે,
એવા ચૂસ્ત અહિંસાના સેવકને આવે ટાણે કમાવાનું કેમગમે ?

વધતો ભય ખૂબ પળે ને પળે,
જ્યારે સૂરજ અસ્તાચળે ઊતરે,
લાખો મૂછ ફૂટેલાની લોથ વળે,
કિકિયારી કરે, કણસે બહુએ, એના દેહોને હિંસક પ્રાણી દમે,
એવે ટાણે વધ્યો વકરો લઈને ગણવાનું ભલા તને કેમ ગમે ?

## ૩૦ રણશિંગડાં હો! વાગે.

રણશિંગડાં હો ! વાગે. (ટેક)

તરુવરથી ટોળેટોળે ફડફડ પાંખો ફફડાવી
પક્ષી માળાઓ ત્યાગે, રણશિંગડાં હો! વાગે.
રણવાસે પોઢયા બાપુ ઝબકી ઝબકીને જાગે.
ઝટપટ આયુધો માગે. રણ૦

માથે તાંસળીઓ મૂકી ફેંટાનાં ફીડલ બાંધે,
ભા ! ભેટ કસી શર સાંધે! રણ૦

ગજ સૂંઢયે પીઠ સમારે ને હય હણહણવા લાગે,
પગડાં પલ્હાણ માગે! રણ૦

સૂતા વાણીડા હાટે, ધનને ધરામાં દાટે;
ભયથી ઘર ભીતર ભાગે! રણ૦

પડકારે પડમાં પળવા આપો વરલાડો લાગે,
આવી આઈકને શીખ માગે! રણ૦

કડવા કસૂંબા ઘોળી, વડવાના રંગ આપે,
ગઢવી ગુણ ગાવા લાગે! રણ૦

ડગ ભરતાં ધરતી ધણુણે, રગરગમાં જોર વ્યાપે,
સૂતાં શૂરાતન જાગે ! રણ૦

અસિઓ વીજળી શું ઝબકે, ઘોડાના ડાબલા ખબકે,
ઉત્સાહે છાતી ધબકે ! રણ૦

ફરફરફર થોભા ફરકે મરદોનાં મુખડાં મ્હરકે,
હાજી જામગરી દાગે! રણુ૦
સોરઠને સિમાડે ચોસઠ જોગણીઓ સાથે
મરદોનાં માથાં માગે! રણુ૦

૨૯ · ૫ · ૨૭

## ૩૧ જગતજનની ઉવાચ

મારા જનમ વેળા થાળી ના વાગી, હાયણનું મુખ મ્લાન,
બીતાંબીતાં એણે ખબરો સુણાવી ના'પ્યું દાદાજીએ ધ્યાન;
વડમાતાએ મુખ મચકોડયાં;
મૂંગાં શર જનની શું છોડયાં!

નયણાં ઢાળી ના કોઇએ નિહાળી, ના'પ્યાં નિશાળે ઈનામ,
બે પગ લેઇ કોઇ ના'વ્યું વધામણે ના'પ્યું લૂખુંસૂકું માન;
ઉમળકો ના ઉરમાં આણ્યો;
જનમનો ના ઉત્સવ જાણ્યો.

વીરાને ખેલન વિવિધ ખિલોનાં, મારે પાંચીકા બેપાંચ,
આંગણિએ વીરો પથ્થર રોડવે વાગે ઠેશો આવે આંચ;
'ખમ્મા' મારા વીરને કહેવું;
વાગે એનું દુઃખ ના લેવું!

એઠાંજૂઠાં ટાઢાં શીળાં આરોગી ઢાંકયાં ફાટચેતૂટચે અંગ,
કોઇક અજાણ્યાને પાલવડે વીંટી બાંધ્યા સમાજોએ બંધ;

એવા કોઇને આશરે આવી;
અનુકૂળ જાત બનાવી !

એની પખાલણ એની હું ધોબણ, એની મજૂરણ દાઈ,
એના શ્વાસે મારા શ્વાસોને ઘૂંટયા, એનાથી છૂપું ન કાંઈ;
છતાં સ્થિતિ ભેદની કેવી ?
ભુલાવે અછૂતોને એવી !

અભરે ભર્યો એના ખાલી કટોરા મેં, કલ્પતરુ શીળી છાંય,
આવ્યું મૃત્યુ એની આંખો મીચાણી, સેવેલાં સ્વપ્ન ભુંસાય:
ગણાવી ગુલામીથી નીચે;
વૈધવ્યોની વેદના વિષે.

વહુનેબેટોઆવ્યાંપરણીઆંગણિયે,પોંખણપરાયાંનેસ્થાન,
એવી હતી જો હું એબલગામણી જન્મી શાને? ભગવાન!
સલાટે ઘા સાંભળી બૂરી;
કાળે કાળે ન્હાણકે પૂરી !

જગતજનનીનું બિરુદ ધરી હું તો બેઠી છું મંદિર માંહ્ય;
એ જ નગુણાંઓ શિર્ષ નમાવી મા! મા! કહી ગુણ ગાય.
ઝણણણ ઝાલરી બાજે,
પથ્થર પેઠી એટલા કાજે !

૫-૬-૪૦

# ૩૨ પગલાં પનોતાં મારી બેનડી

• પઢો રે પોપટ રાજા રામના એ રાગ •

પોઢો રે લાડકવાયાં બેનડી, તમને માતાજી પોઢાડે. (ટેક)

બાપુજી તમારા બેની આળસુ, મુંબઇ રળવા ન જાતા,
ભીખી કે ધૂતીને પૂરે રોટલા ખૂણે બેસીને ખાતાં.
પોઢો રે૦

પગલાં પનોતાં મારી બેનડી! મળશે ઘી દૂધ પોળી,
બનીશું બેનીજી જ્યારે બોખલાં, પીશું ખીરખાંડ ઘોળી.
પોઢો રે૦

ઘર તો બન્યાં છે બેની ઘોલકાં ભીંતો દો દિશ વાંકી;
ચૂવે છે ચોમાસે આખું છાપરૂં નાણાં કહાડેય ક્યાંથી?
પોઢો રે૦

પગલાં પનોતાં મારી બેનડી! ચણીશું મેડીઓ મજાની;
બાપુજી બેસીને સામી બારીએ છણુશે ચોવટો બધાની!
પોઢો રે૦

વાંઢા તો તમારા બેની વીર છે માતા વેઢે ગણાવે,
વધીને બન્યા છે મોટા એરડા, ભૂંડા! કેમ પરણાવે?
પોઢો રે૦

પગલાં પનોતાં મારી બેનડી! સૌનાં ઘર બંધાશે,
ખોળીને માતાજી વહુની ખોડને પાડોશણુ પાસે ગાશે.
પોઢો રે૦

બાપુજી તમારા બેની આકરા નાણાં વિણ છે નકામા,
લડવા રિપુની સામે કોરટે કરતા આજથી ઉધામા.
પોઢો રે૦

જાજો રે જોષીડા આઘા દેશમાં બુઢ્ઢો લાવજો રે શોધી,
બેનીને એની તે કોટે બાંધશું લક્ષ્મી લઈશું ન ઓછી!
પોઢો રે૦

ઊંવા તે ઊંવા રે બેની કાં કરો? રડવું જીવન આખું,
અમને રળાવી બેની છો, રડો! હળવે હીંચકા નાખું.
પોઢો રે૦

૨૦ - ૭ - ૩૯

## ૩૩ પરણવું

- ગઝલ -

હીંચોળી બાળ પારણિયે વિવાનાં ગીતડાં ગાતી;
બચુડા બાપુ મોટો થા, વિવા કરીશું ભલી ભાતી.
શીખ્યો બેચાર ચોપડીઓ, થયો પૂતર જરા મોટો,
પતિના કાન ભંભેરી કહે કન્યા જઈ શોધો!
શરીરે દૂબળો છે ને નથી નૂર મુખ પર જરી યે
વસે જ્યાં ગામ એવાનાં પ્રશંસા કોણની કરીએ?
ડરે છે કૂતરાં દેખી ઘડી માંદો ઘડી સાજો;
પિતા દેણું વધારીને બનાવે પુત્ર વરરાજો!
ધનિકો ને દરિદ્રો સૌ પરણવું ધ્યેય માને છે;
સુખી થઈશું અગર દુ:ખી ઘણા થોડા વિચારે છે

પ્રજા કુળની વધે માટે પુતર પર સંકટો પાડે;
નથી પરવા પૂતર દારિદ્રમાં ડૂબી જીવન કહાડે!

પ્રજાથી પિંડ પામીને પછી સ્વર્ગે જવા કાજે,
રિબાવી નિજ સંતાનો મૂકે મનુષ્યત્વને વ્યાજે!
અમારા દેશ ભારતનો હુન્નર ઉદ્યોગ છે મંદો;
પરંતુ છે પરણવાનો હજુ યે ધીકતો ધંધો!

લૂલા, બહેરા અને બાડા બધા ઘર માંડીને બૈયર,
વધારે છે હજારો નોકરો કાં ટેક્સના પેઅર!
સુમંગળ મુહૂર્ત જોઈને અહીં સરકાર આવી છે;
વધેલી વસ્તી પર સત્તા જમાવા ઠીક ફાવી છે!

૨૯ · ૬ · ૨૭

## ૩૪ ગોઝારા કાળીઆ આંબા

(ભાવનગર રેલ્વેના વરતેજ સ્ટેશન પાસે 'કાળીઓ આંબો' નામનું એકાંતિક સ્થળ બ્રાહ્મણોના વૃદ્ધ લગ્ન માટે પ્રસિદ્ધ છે.)

બેઠેલા ડાચામાં માળખાવાળોને, લાકડી ટેકવે કાય;
ઘરડો ઘૂવડ તારે આંગણે આવ્યો, હૈડે હરખ નવ માય,
કરવા એના કાળવા કામા,
ગોઝારા કાળીઆ આંબા!

બાર વરસની એ બેટીની માતાએ, દીઠી નથી રાતી પાઈ,
આજ અધધધ! આટલા રૂપિયા કેવી રીતે ગણાય?

મદદ કરે બાઈના મામા,
ગોઝારા કાળીઆ આંબા!

માંડવામાં તો તું પોતે જ મૂઆ ને મૂળીઆ માણેકસ્તંભ,
હોકાના અગ્નિથી વેદી પેટાવી ઘીને બદલે ધમ;
પુરોહિત પાપી બધામાં,
ગોઝારા કાળીઆ આંબા!

સત્વર ગરબડ ગોટો સમેટચો કે બાળા બુઢ્ઢાને સોંપાય,
ગભરૂ બાળાને એ ગૂઢ સમશ્યાનો ભેદ નહીં સમજાય;
ઊડે લટ વાળની વામાં,
ગોઝારા કાળીઆ આંબા!

મામોને માતા તો પોટલો બાંધીને સામી ક્ષિતિજે સમાય,
અહીંઆં બુઢ્ઢાજીની ઠાઠડી બાંધી બાળાના કેશ મૂંડાય;
અરે રે રે! વાળ છે લાંબા,
ગોઝારા કાળીઆ આંબા!

જયારે જયારે સૂણે ઢોલ ધડૂકયા કે ભાળે જુવાનોની જાન,
અર્ધ ઉઘાડી એ બારીથી પેખતાં ભૂલે છે બાપડી ભાન;
તાજાં તારાં સ્મરણો સામાં,
ગોઝારા કાળીઆ આંબા.

રેલમાં બેસીને જાતરા જાતાં એ ભાળે છે આંબાની ડાળ;
ઘાટી ઘટા તારી પેખીને કાળીઆ! યાદ આવે એના વાળ;
નિસાસા એ મૂકતી લાંબા,
ગોઝારા કાળીઆ આંબા!

૨૬ - ૫ - ૩૯

## ૩૫ હોડી મારી કાંઠડે જાશે

સાગરમાં એનો સંગમ કીધો ને વહાણે બાંધી વરમાળ,
શૂકનો જોઇને શ્રીફળો નાખ્યાં, શઢના સોહાવ્યા શણગાર;
હીંડો એને છાંયડે કેવી!
હોડી મારી નાનકી એવી!

નાચે કૂદે હોડી વહાણુની સંગે ને સાગરલહેરે લહેરાય;
ખોળામાં ખેલે સજીવ ખીલોનું માલમ મીટ મંડાય.
મીટચુંની એ ગોઠડી કેવી!
મીઠામીઠા સોણુલા જેવી,

આભેથી ઘાડાં તિમિર છવાયાં ને સંધ્યાના રંગ ભુંસાય,
માઝા મૂકી પેલા સાગરપેટાએ કાળના વાયરા વાય.
કડડડ દોરડાં તૂટ્યાં!
માનવ બાંધ્યા બંધ વછૂટ્યા!

ડગમગ ડોલે છે હોડલી મારી ને લોઢની હેલ્યે લોઢાય,
કાળમુખા મચ્છ પૂછ પછાડે ને હાલકડોલક થાય;
નોધારી ને એકલી હોડી,
મધદરિયામાં માલમેં છોડી!

ઘોર અંધારામાં ધૂમ્ર મિલાવીને સામેથી સ્ટીમરો જાય,
વચ્ચે સમાજોના ખડકો ઊભેલા છે માર્ગરૂપી ભીમ કાય.
અરેરે! નિઃસહાય હું કેવી!
પિંજરમાંના પંખિડા જેવી.

આંસુ સારીસારી અંજલી આપું તો ખારાં વધે છે નીર,
નીચે ન્યાળું મીઠી નીંદરા લેતો કંઠે વિંટાએલો વીર!
આશાનો આકાશના તારા,
આપે છે આધાર, નોધારા!

હલકી હાલ્યાં મારે કંઠે હાલરડાં ને મોકળાં મૂકયાં મેં ગીત,
આંખો મીંચી મેં તો સંકટો સામે, માંડી બાળુડા શું મીટ;
આંધળિયાની લાકડી દીઠી;
મધદરિયામાં વીરડી મીઠી.

થડકંતી છાતી ને પારણે પોઢયાની માણો અમુલખ મોજ,
બીડાએલી મીઠીજૂની સ્મૃતિઓનાં ઊઘડો સ્વપ્નસરોજ;
જોશીડાના ટીપણા જેવા,
ઝાઝું જીવો કુળના દીવા!

કાળના વાયરા વાઈ લેજો એલા નીર ઉછાળજો લોઢ,
સંકટ હો ત્યાંથી સામટાં આવજો ખેલવા અબળાથી હોડ;
બેટો મારો માલમી થાશે,
હોડી મારી કાંઠડે જાશે!

૧૨ · ૩ · ૩૮

## ૩૬ દીકરી દુભાણી માતા રાંકડી

ભાણીબા બાપુ! વાડી વજીફા ને મોટરની છે લ્હેર જોને,
ભોળી માતા નાણાંમાં મોહી પડી.

ગભરૂ બાલિકાને બાવડું ઝાલીને રણુવગડે ભેંકારજોને
માએ ઉતારી કૂવામાં ભાણેજડી.
પાતાળીઆએ કૂવા તણે કાંઠડે બડબડીઆના બોલ જોને,
પહોંચ્યા કવિ–પથિકને કાને ચઢી.
"કહેજે કવિ મારી માવડલીને આવડલી નિષ્ઠૂર જોને,
પાળીપોષીને કાં મોટી કરી?
તુંતો મારેકાજે માતાથી માગતી શિવપારવતીની જોડજોને,
પાડી વિપદ કજોડાની આવડી!
મારે લાંબાલાંબા ખૂબ કાળાકાળા ભમ્મર જેવા વાળ જોને,
પરણ્યાને પાકેલ ઉંદર બાબરી.
ચાંદો સૂરજ મારી આંખો દેખીદેખી આકાશે અંજાય જોને,
પરણ્યાની આંખો તો ખિસ્સે પડી.
હું તો હીંડું જાણે હીંડે છે મલપતી ઘૂઘરે ઘમ્મર વેલ જોને,
પરણ્યો હીંડે છે ટેકાવીને લાકડી.
એવું એવું મને ભાવે કે જેનાથી દાંત કરે કકડાટ જોને.
પરણ્યાને ભાવે પોચી રાબડી.
એવુંએવું હું તો વાંચું કે જેમાં સોળે છણ્યા શૃંગાર જોને,
પરણ્યાને વહાલી વેરાગી ચોપડી.
એવાએવામને કોડઆકાશેથી ગૂંથું તારલીઆની માળજોને,
પરણ્યાને કોડ પોઢયાના ઠાઠડી!
મોટરમાં એની મૂકજો કાંડી ને વાડીવજીફામાં ન્હાય જોને,
દીકરી દુભાણી માતા રાંકડી!

૧૦·૧·૪૦

# ૩૭ ઓ! નળ આવ્યો રે.

• મુંબઇના માળામાં મોટે મળસ્કે •

કોઇએ પાડી એકાએક હાક, ઓ! નળ આવ્યો રે.
ઊમટ્યાં માનવ નળની વાટ, ઓ! નળ આવ્યો રે.

સાસુ વહુને કહે શીઘ્ર સૂઈ, ઓ! નળ આવ્યો રે.
પેલી પાણી ભરે વાલામૂઈ, ઓ! નળ આવ્યો રે.

કોઈ કહે મોટી ત્રાંબાકુંડી લાવ, ઓ! નળ આવ્યો રે.
કોઇ કહે નાના બચુને નવરાવ, ઓ! નળ આવ્યો રે.

દાતણ કરતાં પાડે કો ખોંખાર, ઓ! નળ આવ્યો રે.
લળતી લાળો મોઢામાંથી બહાર, ઓ! નળ આવ્યો રે.

ફેંકે દાતણ ઉતારીને ઉલ્ય, ઓ! નળ આવ્યો રે.
લપસી પડતાં બાળક ખાતાં ભૂલ, ઓ! નળ આવ્યો રે.

માંજે બેડાં ખણણ ખખડાટ, ઓ! નળ આવ્યો રે.
આંખો ચોળે બાળક ઊડે રાખ, ઓ! નળ આવ્યો રે.

બુઢ્ઢાં નળ નીચે બેસી ન્હાય, ઓ! નળ આવ્યો રે.
ડાચાં ઠંડીથી ખડખડ થાય, ઓ! નળ આવ્યો રે.

ધૂવે ધોતીકરે સિત્કાર, ઓ! નળ આવ્યો રે.
બોળ્યાં બાળોતિયાં બેસુમાર, ઓ! નળ આવ્યો રે.

ધૂએ કપડાં ધોકા ત્રમઝુટ, ઓ! નળ આવ્યો રે.
ભરતાં પાણી લૂટારાની લૂટ, ઓ! નળ આવ્યો રે.

અહીંતો બળિયાલોકોના બેભાગ, ઓ! નળ આવ્યો રે.

લાંબી જિવ્હાવાળાને એ લાગ, ઓ! નળ આવ્યો રે.

જો કોઈ ધીરૂ ધીરૂ રહી નહાય, ઓ! નળ આવ્યો રે.
જોવા જેવો તમાસો તો થાય, ઓ! નળ આવ્યો રે.

જ્યાં મેં અર્ધ પલાળ્યું અંગ, ઓ! નળ આવ્યો રે.
ત્યાં તો પાણી થયું છે બંધ, ઓ! નળ આવ્યો રે.

હસતાં લોકો કરે છે ટોળ, ઓ! નળ આવ્યો રે.
વીલે મોઢે ઊભો ટાઢોબોળ, ઓ! નળ આવ્યો રે.

જ્યારે બેસું છું ટેમ્સીસને તીર, ઓ! નળ આવ્યો રે.
સંભારૂં છું નળનાં મોંઘાં નીર, ઓ! નળ આવ્યો રે.

૨૬-૯-૩૧

## ૩૮ જશોદાનો માવજી

· રાગ થાળનો ·

જશુમા વૈષ્ણુવ જન રે કે નિત મંદિર જાતાં,
ને થાળ પ્રભુનો રે કે ભાવ ધરી ગાતાં;
જશુમાનો માવો રે કે મુંબઈ જઈ આવ્યો,
રાધા ફીરંગણ રે કે ત્યાંથી લઈ આવ્યો.

માવો છે ગોરો રે કે રાધા કાળાં છે,
પણ રાધાજીનાં નેણ કામણગારાં છે;
જાગો રાધાજી રે કે જુગતે જગાડું,
મચ્છરદાનીનો રે કે પડદો ઉઘાડું.

હોલો બોલે મોભાર કે આ પો' ફાટચો,
નવ થઈ ત્યા હમણુંનાર છે ટાવર વાગ્યો!
ટૂથબ્રશ જર્મનનું એક છે સુંદર આવ્યું,
કોલીનોસનું પેકેટ છે અહીં મુકાવ્યું.

બેઝીન ને જગ તૈયાર ખૂણામાં ન્યાળો,
લાડકડી નમણું મુખ એમાં ખંખાળો;
છે હાજર ફેસટુવાલ લઈ મુખડું લોજો,
આ ઇઝીચેરે આપ જઈને સીટ લેજો.

ટીપોય બિછાવી રે ટીસેટ મજાનો છે,
જો ચાને લાગે વાર સામે પીઆનો છે;
બટલર લીપ્ટનને કાજ પાણી ઉકાળે છે,
ને નોકર કરવા સ્લાઈસ પાંઉ નીકાલે છે.

છે હંટલીનાં બીસ્કીટ કેક મજાનાં છે,
વળી જેમ બટર કન્ડેન્સ્ડ દૂધ તો તાજાં છે!
સામે આઈસની ચેસ્ટ બોટલ ભારી છે,
પ્રીતેથી લેજો પેગ બોકસ તમારી છે.

આમિષ નિરામિષ ભોજ્ય ભાવે તે ખાજો,
સાંજે બદલીને સુટ રેઇસ પર જાજો.
કલબમાં પણ ગમશે રે કે કંપની સારી છે,
વળી ડાન્સ બૉલની રે કે ખૂબ તૈયારી છે.

રાધા કલબમાંથી રે કે બહુ મોડાં આવ્યાં,
મધરાતે માવે રે કે દ્વારો ખખડાવ્યાં;

જશુમાએ વહુને રે કે બહુ ગાળો દીધી,
રાધા ફરીઆદી રે અદાલતમાં કીધી.
જશુમા છે મૂરખ રે કાન નહીં દેશો,
માવો વિનવે ડાયવોર્સ રાધા ના લેશો!

૧૩·૧·૩૮

## ૩૯ વીસમી સદીનાં રાનાદેને

· લીંપ્યું ને ગૂંપ્યું મારૂં આંગણું એ રાગ ·

પરણ્યો કામે છે મોટા પ્રેસમાં,
પૂરા પંદરનો પગાર રે રાનાદે!
ઝાઝાં છોરૂડાં અળખામણાં!

ખોબા તે જેવડું મારૂં ખોરડું,
લૂંએ ને ઝૂંએ પરિવાર રે રાનાદે! ઝાઝાં૦

ખાલીખમ ખખડે મારાં હાંડલાં,
ખાવા ખોરૂડી જૂવાર રે રાનાદે! ઝાઝાં૦

સાંસા છે વાસી ખાટી છાશના,
પાડે છે દૂધના પોકાર રે રાનાદે! ઝાઝાં૦

ફાટલ ને તૂટલ મારાં લૂગડાં,
અડધાં ઉઘાડાં મારાં બાળ રે રાનાદે! ઝાઝાં૦

કાણાં પાડ્યાં મેં મારે કાળજે,
સાજાં ને માંદાંના વિચાર રે રાનાદે! ઝાઝાં૦

જોરે છે વીંછી ઘરમાં સૂંડલો,
ડીખું છું સાંજ ને સવાર રે રાનાદે ! ઝાઝાં૦
કૌઆ વીટે છે જેવાં ઘૂડને,
વિંટાયો છે એવો વસ્તાર રે રાનાદે! ઝાઝાં૦
યોજ્યું અમે મળીને ઉભયે,
પૃથ્વીની ઉપર નરકાગાર રે રાનાદે ! ઝાઝાં૦
માગું છું માતા ખોળો પાથરી.
સંતતીનિયમનના ઉપચારરે રાનાદે! ઝાઝાં૦

૨૦·૧·૩૮

## ૪૦ દેવ! તારે કાજે

પથ્થરગારો ને ઝાડવાં પૂજ્યાં, પૂજ્યાં વડનાં પાન,
પૂજ્યા ઉંદરડા ને ગાવડી પૂજી, શ્વાનને નીર્યું ધાન.
હરિજન તરસ્યો જાણી,
પાયું નહીં પાવળું પાણી !

ઘૃત સુગંધી ને પુષ્પ ચઢાવ્યાં દીધાં ફળોનાં દાન,
દેવ! મગાવીને દેગડાં મોટાં દૂધે કરાવ્યાં સ્નાન.
બાળુડાંના દૂધમાં પાણી,
પીડિતોની ભીડ ના જાણી !

તારે કાજે મેં તો વાઘા શિવાડ્યા ને સોળ ધર્યા શણગાર.
મહેલ સમાં તારાં મંદિર બાંધ્યાં સાવ સોનાનાં દ્વાર.

ફાટયું ભંગી ગોદડું માગે;
વૈરી મારી, લડવા લાગે !

તારે કાજે મેં તો કેશ વધાર્યા ને લીધો અજાનો વેષ,
ચૂરમાં ચોળાવ્યાં ગોર મારાજેને, ના'પી ગરીબોને ઘેંશ,
એઠુંજૂઠું માગવા આવે,
નોકર મારો લાત લગાવે !

ખાંતે ખાંતે મેં તો ખાજાં બનાવીને પ્રીતે ધરાવ્યા થાળ,
બેટડો જો મારો બટકું માગે ખેંચું ચૂંટી લઈ ગાલ.
હરિજન રાબડી કાજે,
દ્વારે દ્વારે દુઃખિયાં જાચે !

ઊંટ ગધેડાંને પાણી પાવા કાજે બાંધ્યા અવેડા ને વાવ,
માનવફૂળને ખાસડે માર્યું પૂછયો નહીં કંઈ ભાવ.
હરિજન ઊતરે આડો,
બિચારાનો બગડે દહાડો !

પાણામાં પેઠેલા શોધવા તુજને આંખ મીંચી ધરૂં ધ્યાન,
ઉઘાડી આંખોની સામે ઊભેલો ભાળું નહીં ભગવાન.
છતી આંખે આંધળા જેવો,
મારા જેવો કોણુને કહેવો ?

ગંગા નાહ્યો, વળી ગોમતી નાહ્યો, નાહ્યો અડસઠ નીર;
હૈયું મારૂં તો યે પથ્થર પેઠે પલળ્યું નહીં લગીર.
પાકા કાળા પાણકા જેવો,
બન્યો મારા દેવની જેવો !

૨ · ૯ · ૩૪

## ૪૧ ભાસ્કરદેવ

• વંશસ્થવસંત •

ચર્ચ્યાં અમે ચંદન પથ્થરો પરે,
ઉવેખિયાં ખૂબ હરિજનો અરે !
ટાળી ટળાવી જુગજૂની અઘોર આંધી,
તે તેજપુંજ નમું ભાસ્કરદેવ ગાંધી !

## ૪૨ અભડાય છે

• હરિગીત •

સુખિયાં જનો દુઃખીનાં દુઃખોને દેખતાં અભડાય છે,
ને નિર્બળોને સ્હાય દેતાં સબળ જન અભડાય છે.
અભડાય શ્વેતો શ્યામથી નાસ્તિક લોકો રામથી,
તિજોરીઓ રાખે છતાં અભડાય સ્વામી દામથી !

ધનવાન નિર્ધનથી અને અજ્ઞાની લોકો જ્ઞાનીથી,
ને મૂરખજન મતિમાનથી અભિમાનીઓ નિર્માનીથી.
જૂઠા જનો સાચાં થકી દંભી સરલના સ્નેહથી,
અધ્યાત્મવાદી તો વળી અભડાય છે નિજ દેહથી !

ખર શર્કરાના સ્વાદથી અરસિક સંગીતનાદથી,
મૂઢ લોક વાદવિવાદથી ને રૂગ્ણ લોકો સ્વાદથી.
વળી ઘૂવડ ચામાચિડીયાં રવિતેજથી અભડાય છે,
ભોથાં જવાસાનાં જુઓ જળતત્ત્વથી અભડાય છે.

આઝાદ ગુલામો થકી ગુલામ લોકો સંપથી,
ને ખટપટો રચનાર કો ચાણુક્ય લોકો જંપથી,
ને એશિયા અપનાવતાં યુરોપ પણ અભડાય છે.
જોકે અહીંની સંપત્તિ યુરોપમાં ઠલવાય છે.

આ જે ગણ્યું તે ગૌણ છે પણ દાટ વાળ્યો છે અમે,
અહીં હિંદમાં તો વિપ્ર સાથે વિપ્ર બેસી ના જમે.
નિજ પુત્રીને બુઢ્ઢાની કોટે બાંધતાં અભડાય ના,
યુવાનના મૃત્યુ ઉપર મિષ્ટાન્નથી અભડાય ના.

પંપાળશે હેવાનને જે આખરે ઉદર ભરે,
પણ હજુ સુધી છોવાય છે નિજ દલિત બંધુથી અરે!
પાંડિત્યના પોશાકમાં દીસે અમે ભૂંસાં ભર્યાં,
નિજ ધર્મી માનવબંધુઓને ભંગી કહીને દૂર કર્યા.

નહીં લાજતાં હજુ ગાજવાના સૂર બહુ સંભળાય છે
નહીં ચેતીએ તો તો હવે હિંદુપણું અભડાય છે!

૨૫-૧૧-૨૨

## ૪૩ આપખુદીના અમરપટ્ટા

• ગઝલ •

અછૂતોને અડકવાનું તમે છો કોણ કહેનારા?
ચતુર્ભૂજ હો તમો તોપણ અમે ના દાદ દેનારા!
જમાનાથી મીંચી આંખો હવે આજે ઉઘાડીશું?
વડીલોપાર્જિત ગૌરવ! જતે દહાડે જવા દઈશું?!

બને ચોખ્ખા અને સુઘડ અગર વિદ્યા ભણે તો શું
અમારો ધર્મ પાળ્યે શું ફળીમાં આવવા દઈશું?
ભલે શ્વાનો ભમે માંજાર છો રમતાં રસોડામાં,
પ્રભુનાં વાહનો પકડે અમોને બાધ છે કૈં ના!

ડીસોઝા નામ ધારીને દુદો જો દાક્તર થાશે,
બધાનું માન મેળવશે, અડકતાં કો ન અભડાશે!
પિતાની મૃત્યુશૈયા પર દવાના ઘૂંટડા પાશે,
ડીસોઝાના ગુણો ગાતાં પિતાજી સ્વર્ગમાં જાશે!

અગર જો રામલો ભંગી બિરૂદ અભરામનું ધરશે,
અને ધંધો બકાલીનો જઈ માર્કીટમાં કરશે;
મિલાવી હાથમાં હાથો અમે વિનોદ પણ કરશું.
ખરીદીને મૂળા ઠાકોરજીના થાળમાં ધરશું!

ગુમાવ્યાં રાજ ને પાટો ગુમાવ્યાં માલ ને મત્તા,
પીડિતોને પજવવાની હજુ છે હાથમાં સત્તા!
અમારી એ નવાબીનું સિંહાસન લૂંટનારાઓ;
રહીસહી માત્ર સત્તાની ભલા થઈને દયા લાવો!

તમે પશ્ચિમના કો ઝારનાં દૃષ્ટાંત લાવો છો;
દલિલના મોરચા માંડી અમારાં દિલ દુભાવો છો.
પૂછો પથ્થર કને જઈને દલિલથી કોણ ફાવ્યા છે?
અમે તો આપખુદીના અમરપટ્ટા લખાવ્યા છે.

૧૧-૧-૩૩

# ૪૪ ડૂંગર ડોલોજી

• ભજન •

જ્યારે છાયું તિમિર ઘોર,
પેઠા સ્વાર્થીલા ચોર;
ઉડાડી છે થઇને ગોર,
છાકમ છોળોજી !

પરણો કે પહોંચો મસાણ,
દેજો બ્રાહ્મણોને દાણ;
ફેંકયો રચીને પુરાણ,
ગરબડ ગોળોજી !

બેટો બેટી બુરાં ખાય,
ડોશી શ્રાવણ મહિનો ન્હાય;
ભટજી કથાકીર્તન ગાય.
ચૂરમાં ચોળોજી !

બેઠા ધર્મને ધરી તાજ,
પગમાં ચાંપીને સમાજ;
પાપી પેટિયાંને કાજ.
દરિયો ડોળ્યોજી !

પૂર્યા પિંજરામાં વેદ,
કીધા પ્રભુજીને કેદ;
પાડ્યા ઊંચનીચના ભેદ.
પ્રકટ્યો હોળોજી !

સુરભી કતલ કરી જે ખાય,
તેને ખુશીથી અડકાય;
હરિજન અડકતાં અભડાય.
શાસતર ખોલોજી!

શીખવે શાસતર જો આમ,
માનવતા તણાં લિલામ;
તો એ ચીંથરાં શું કામ?
જળમાં બોળોજી!

કહાડો પ્રભુજીને બહાર,
પાછા સોંપી દ્યો અધિકાર;
દેખો કોણ છે સરદાર!
અખિયાં ખોલોજી!

પીડિતો કરે ધાપોકાર,
હેઠાં મૂકી દ્યો હથિયાર;
જાલિમ ખોલી નાખો દ્વાર!
ડૂંગર ડોલોજી!

૨૪ · ૬ · ૩૪

# ૪૫ ચાંડાલ

• સ્રગ્ધરા •

પ્હેરે મેલાં વિદેશી વસન વપુ પરે બોલ બિભત્સ બોલે,
ખાતો ભીખીધૂતીને અનીતિ કરી છતાં દર્પમાં ખૂબ ડોલે;
છે ના સંતોષ જેને નિત નિત વદતો રંક શું દીન વાણી,
પાપે પેટો ભર્યાનાં નૂતન તૂત કરે ધર્મનો ઢોંગ આણી:
માંડે મોટી દુકાનો તિરથ પર જઈ દેવને કેદ પૂરી,
રૂહેંસે વ્હાલી દુહિતા અધમ ધન વડે ફેરવી ક્રૂર છૂરી;
જેને હૈડે સદા યે ભડભડ સળગે દ્વેષની દુષ્ટ જ્વાળા,
જો કે છે ના ભણેલો પણ વણસમજ્યે ખૂબ કહાડે બખાળા:
હીંડે છાતી ફુલાવી શિર ઉપર ધરી પાપના પોટલાઓ,
વ્હાલા જેને વધારે વગર શ્રમ વળ્યા ભીખના રોટલાઓ;
જીભે બોલે હરિ ને હૃદય મહીં છૂરી કાટલું કાઢવાની.
છિદ્રો શોધે બીજાનાં ખટપટ રચતો આબરૂ પાડવાની:
રાગી સંસારનો છે રટણ હૃદયમાં કામના કામિનીના;
કાર્યો છૂપાં કરે છે નિત નિત નવલાં ડાકુ ને ડાકીનીનાં.
કાર્યે જો હોય આવો ફિકર નથી ભલે વિપ્ર હો જાત તારી,
બોધે ગાંધી હજારો તદપિ અડકવા છે અવજ્ઞા અમારી.

૨૨ • ૫ • ૩૬

# ૪૬ અમારી ગાડી

• ગઝલ •

હીંડે ગજ ત્રાંબિયાની ને સૂરો સંગીતના છૂટે,
પૂરે મેંઢા સમાં પેસેન્જરોનાં પાંસળાં દુઃખે;
અમાસે હોય અંધારૂં દીવા આડે દિને દા'ડી,
પહોંચે યાર્ડમાં ગાડી પછી ઉઘાડતા બારી.

શીખ્યા બે ચાર ચોપડીઓ શક્યા ના સ્કૂલમાં ચાલી,
હજૂર પાસે થઈ હાજર અને છે અરજીઓ આલી;
પૂરા પચ્ચીશ આપ્યા ને ગઈ ગેઝેટમાં યાદી,
લગાવી ટોપીએ બિલ્લો બિરાજ્યા રેલની ગાદી.

યુનિફોર્મોમાં અંગરખાં મૂકીને ટોપીઓ વાંકી,
ફરે છે શોધતા દોષો ઉતારૂના ઝીણું ઝાંખી;
હજૂરી બે બદામોના દીએ છે ખૂબ દમદાટી,
પડાવી ચાર છો આના ગણે છે કે ગયા ખાટી.

ઉતારૂને શિરે આફત નથી હાલાકીની હદ કૈં,
જવાને જૂજ માઈલો ઊતરવાનું અહીં ને તહીં;
ભરી છે તર તિજોરીઓ વળી છે હાથમાં સત્તા,
અમૂલી મોજ માણે છે અમારા બાપુના કુત્તા.

ખુશામતખોર ખાટે છે બીજાની થાય બરબાદી,
અમલદારો દીએ આંટા નીચા પર જોખમો લાદી.

વરસમાં એક દહાડો સિમલાનો દેવ આવે છે,
ઉપરનો ટાપટીપોથી ભલો ભપકો બતાવે છે;
પછી ત્રણુસો અને ચોસઠ અમારે એ જ એના દી',
ન જોઈ હોય તો જોજો અમારા બાપુની ગાડી!

૩૧·૮·૨૯

## ૪૭ વિજ્ઞાનની સગવડ

· અનુષ્ટુપ ·

રેલવેને સ્ટેશને આવી બેઠા'તા બાંકડે ચઢી,
ને એક્સ્પ્રેસ આવેલી પ્લેટફોર્મે હતી પડી.
સામેને સ્ટેશનેથી ત્યાં આવવાની બીજી હતી,
અમારી મંડળી વાતે યદ્વા તદ્વા વળી હતી.

અને વિજ્ઞાનની વાતો અચંબાઓ ભરી કરી,
બધાનું લક્ષ ખેંચાવા મશાલો છાંટતા મરી.
હતા એ એક શાળાના વર્ગ વિજ્ઞાન ઉપરી,
પ્રશંસા એમણે કીધી વિજ્ઞાનોની ફરીફરી.

બધું આ સાંભળી લેને ઊભેલો એક જે વદ્યો;
ચહું વિજ્ઞાનપ્રેમીને કરી ઉદ્ધૃત અર્પવા.

• શાર્દૂલવિક્રીડિત •

'રે! રે! સાબ, ખમો ખમો ક્યમ તમે હાવાં ચઢો છાપરે,
ને સવડો વિજ્ઞાનની ગણીગણી થાકો ન કાં આપ રે?
જાણો છો યદિ એક ભોટ દરજી સીવી દીએ ચોરણો,
તે પણ માર્ગ જરૂર અવયવ તણો રાખે છ થોડોઘણો!

પેખો! આ એન્જિન દોઢ સૈકો એને થયાને થયો,
ને એનો ઉપયોગ ખૂબ વધિયો છે ના પ્રયોગે નવો.
એ એન્જિન ચલાવવા મુજ સમા બેચાર એમાં વસે,
હમેશાં ઘંટા છ–આઠ વસતાં આજાર હોતા હશે.

સોંપ્યાં છે બહુમૂલ્ય જીવન અને લાદ્યાં શિરે જોખમો;
વર્ષા, ધૂળ, શીતોષ્ણ સર્વ સહીએ હસતે મુખેથી અમો.
તોપણ એક અમોઘ દુઃખ અમને જે ન્હોય હેવાનને;
એ છે—શૌચ જવા તણી સવડ ત્યાં સૂઝી ન વિજ્ઞાનને!'

૧૧ • ૯ • ૪૦

# ૪૮ અમારૂં

• ગઝલ •

અમારી ક્રીકરીઓના નિભાડામાં ખજાના છે,
ફળી ચોગાન શેરીમાં ભરેલી ખાણુ દાણુ છે;
ઉગાડચાં શાક વાડામાં બિયાંઓ સંગ્રહેલાં છે,
કઠોળો કોઠીઓ અંદર ભીંતે તોરણુ ભરેલાં છે.

અમે પિકનિકને બ્હાને નથી સબર્બમાં જાતા,
ગૃહિણી ભાત લાવે ને હમેશાં ખેતરે ખાતા;
અમારા ગામનો ચોરો કલબની ગર્જ સારે છે,
અમારા વૈદ્ય ભૂવાઓ સરપ, વીંછી ઉતારે છે.

અમે નાટક તમાસા બંધ દ્વારોમાં નથી કરતા,
ભવૈયા ભાંડ પણુ પ્રેક્ષક તણી સંખ્યા નથી ગણુતા;
અમોને ઇન્વિટેશનનો કદાપિ છે નહીં દાવો,
વગરતેડચાં વીંટી લઈશું અમારે ગામડે આવો.

કરે છે કાજ વસવાયાં અમારા ઘાટી નોકરનું,
અમારા ગામમાં અખબાર હજામો છાપું ઘરઘરનું.

બજારો ચૉક ને શેરી પવન હમેશ વાળે છે,
મ્યુનિસિપાલિટિનું કાજ ભલી કુદરત સમાલે છે;
રૂપાળાં આંગણાં લીંપી રૂડાં સૌંદર્ય રેડચાં છે,
અમારા ગામનું ટાવર કુંભારોનાં ગધેડાં છે!!!

૨૨ • ૭ • ૨૮

# ૪૯ તુવેરનો વધાર છે

• મનહર •

ચૉરે બેસી ચોવટો ને ડોળનારા સજ્જનોમાં
શહેરીઓના માનસનો કેવો કેવો ખ્યાલ છે.
ટૂંકામાં ટુંકાવી એનો આપને ઉતારો આપું,
માનો કે ન માનો એ તો એમનો હેવાલ છે:—
રાગ છે રમાથી ઝાઝો ત્યાગી છે બા'દૂરી તેથી,
ચતુરા સમાણી ચાલો ચીપીચીપી ચાલને
મૂછ જે મુંડાવો છો તે માનુની મનાવવાને
ફૂંળાંફૂંળાં સુંદરીનાં ચુંબનોમાં વહાલ છે.
ભોળા છો તે ધોળાં પહેરો ભોળાને ભમાવવાને,
ડાઘ ના છુપાતા બાંધો પાણી પ્હેલાં પાળને;
મુત્સદ્દીગીરીનો માળો મોટા મૂછડામાં ઘાલો,
છુપાવાને સ્મિત દેખી ખેડૂતોના હાલને.
સીમા નથી સાહ્યબીની રહો છો ઋષીને વેષે
દેખાડે છે દાઢી ડોળ દંભ તણા ફાલને.
મીઠુંમીઠું ઝીણુંઝીણું હસો ને વદો છો તે તો
સ્વાર્થને સમાલવાની ગેંડા કેરી ઢાલ છે.
પીળા છો શરીરે પોતે ચિત્ત છે શૃગાલો જેવાં
માનો છો કે દેશનો તો આપથી ઉદ્ધાર છે.
સભાને ગજાવો ત્યારે શેઢાડી સમાણી આંખો,
એ બધાં પછાડી તો તુવેરનો વધાર છે.

૨૭ • ૩ • ૩૭

# ૫૦ પ્રાચીન બાપુ

• સ્રગ્ધરા •

કાંસા કેરું બનાવી શિર પર ધરતા તાંસળું છેક છોટું,
બાંધે માથે મજાનું વળ દઈદઈને ફીંડલું ખૂબ મોટું.
લાંબી બ્હાંનું પહેરે અધિક કસવતું કુડતું કેડ સુધી,
છોડી છૂટે ન એવી અતિ કસકસતી ભેઠની ખાસ ખૂબી!
લાંબીલાંબી ભુજાઓ, વપુ વજર સમું, આંખડી યુદ્ધઘેલી,
ઘાટીલાં થોભિયાંઓ ફરફર ફરકે, મૂછ મોટી વધેલી,
ભેઠે ઝૂલે ભવાની રિપુદળ હણવા મૂઠ સોને મઢેલી,
ઝીલે ઘાવો અસિના મૃદુ સુમન ગણી ઢાલ ખંભે અઢેલી!
વાળે વીંટચો રૂપાને છતર રૂપકડું હોકલો હોય હાથે,
વાતે ઘૂંટો ભરે છે ઘુડુડુ ઘુડુડુ ને હાથ દે મૂછ માથે.
સાથે હીંડે હજૂરી ચપળ નજરનો, બાપુના બોલ ઝીલે,
ઘોડી! જોડી જડે ના હમચડી ખૂંદતી ખાય જોગાણુ ખીલે.
બેસે સાંજે બપોરે સકળ જન મળી ડેલીએ ગામઝાંપે,
ઘોળી ઘાવા કસુંબા દઈ નિજ સમને બાપુના રંગ આપે.
આપે દાનો કવિને, નિજ મનગમતાં ચારણો બિરદાવે,
આપો વેણો વદીને વીરરસ વધતાં ડાયરાને દીપાવે,
ગોખે જેને વિરાજે રૂપમતી રમણી કેસરી કેડવાળી,
કાન્તિવાળા રૂપાળા પુતર જનમતી સાવજો શા મયાળી!
આવ્યા આપો શિબિરે સમરસળગતાં ભેરી ને વાદ્ય વાગ્યાં,
કે'તી દેવી પતિને "વિજય વિણ કદી ના'વશો આપ પાછા!"

૭·૮·૩૫

# ૫૧ બાપુ

• ગઝલ •

ઊપજમાં આવતું એથી વરો ઘરનો વધારે છે,
કરજની કેર ના કરતા અમારા દેશના બાપુ!
મૂડીમાં કોઠીઓ ખાલી, પટારા પાંચ કે દશ છે,
ભીંતોએ ચાકળા બાંધી બિરાજે ખાટલે બાપુ!
હજૂરિયો ભરે હુક્કા અમલનો રંગ આણીને,
પીએ પ્યાલી કસુંબાની અમારા દેશના બાપુ!
ઉમ્મર છે સાઠથી ચઢતી, સૂઝે છે રાતના ઝાંખું,
પરંતુ પાંચ વરસે એક પરણે રાણીઓ બાપુ!
કરે છે વૉરની વાતો સરસ શૂરવીરતાવાળી,
મળે શિયાળવું સામે, બીએ છે સીમમાં બાપુ!
કટાણી કાળ જૂનાની કમર સમશેર બાંધે છે,
કરડવા કૂતરૂં આવે, બૂમો પાડી ઊઠે બાપુ!
વડા સામ્રાજ્યની સરહદ સબંધી સંમતિ આપે,
સિમાડો સીમનો ક્યાં છે, ન જાણે ગામના બાપુ!
કરે છે કાગળે મતું, બગાડે એક બે ટાંકો,
મિનીટે એક બે શબ્દો લખે મુશ્કેલીએ બાપુ!
કઢાવે મોસમે ઘાણી, ચલાવે છે વરસ આખું,
કરે છે ડેલીએ દીવા, દિવાળીને દિને બાપુ!
દીએ છે દૂધનાં દોણાં, અગર કો ભાંડ આવે છે,
પીએ છે છાશનું પાણી ઘરે છાનામુના બાપુ!

૧૧-૬-૨૨

# ૫૨ અદ્યતન બાપુ

• સ્ત્રગ્ધરા •

સામ્રાજ્યો છે વિશાલાં ફૂટફૂટફૂટનાં માચીનાં માંકડો શાં
પીતા હીંડે પ્રજાનાં રુધિર રસભર્યાં દાદ આપે ન કોને.
પીડે વ્હાલી પ્રજા જે અઢળક ધન દે ભીડ ના તો ય ભાંગે,
હીંડે ગાડા નીચે ને હૃદય સમજતા રાજ્યનો ભાર ખાંધે.
દીસે છે દોહળું કાં કૃશ શરીર શિરે રંગબેરંગ સાફા,
નાખે મૂછો મુડાવી જૂનવટ તજીને સા'બની જેમ આપા!
પ્હેરે ઝીણાં વિદેશી વસન અવનવાં ફોતરાં ડુંગળી શાં,
હીંડે જાણે મલોખાં પડુપડુ કરતાં કાષ્ટની પૂતળી શાં,
ઘોડે થોડું ચઢે ને હરનિશ ઘૂમતા મોટરે શૉફરો શા,
હીંડે હાકેમ પાસે અદબ કરી અને ક્રોસના બેલીઓ શા!
ભાંગે છે ઉંબરાઓ નિતનિત મુસદ્દી તણા એ બિચારા,
લેવી જેને મજાઓ નિજ જીવન તણી પારકા શ્વાસ દ્વારા.
બેસે બાઘા બનીને નિજ વકીલ કરે વિનતીઓ જઓને
થૂંકે ભંડાર ભાસે નિજ નસીબ તણો બાપડા બાપુઓને!
પ્હેરી પાઠો ભજાવે હુકમ મુજબ જે સાજ એને સજાવ્યા,
બોલે છે પોપટો શા ચીપીચીપી અને પાઠ જે જે પઢાવ્યા,
જેને છે ના વિચારો નિજ મગજ તણી કોઠલી ખૂબ દાબી,
વ્હાલી વ્હાલી થકી એ અધિક નિજ હૃદે છેક જેને શરાબી.
પેખી ગૌરાંગ દેવો ફડફડફડકે બાપુ પારેવડા શા,
મૂકી નૈવેદ્ય એને કરગરી કહેતા: "બુંદ નાખો અમીનાં!"

૩·૨·૩૬

## ૫૩ કંઇક કાળું છે

• ગઝલ •

હીરાને હાટડે બાપુ ગગુભા બીડીઓ વાળે,
મળી છે વારસે વીઘું જમીન દરબારને ફાળે!
ગીરો ઘરબાર છે મૂક્યાં, વળી છે આબરૂ ખૂટી,
પીધેલાં છે કસૂંબામાં દારિદ્રોને ઘૂંટીઘૂંટી!
સુબાની મોટરો આવી કહે, બાપુ પધારોજી,
જુએ આકાશમાં બાપુ ઊગ્યો પશ્ચિમમાં શું, દી?
વળી મહારાજ તેડાવે તમોને આજ ભાવેણે
હૃદયમાં હેત જાગ્યાં છે જૂના ભાયાત પર એને!
કહે લાઠી, દશા આ શી? તમે તો મૂળ મારા છો,
પધારોજી, પધારોજી, અમોને પ્રાણપ્યારા છો.
જમાડ્યા ને જૂઠાડ્યામાં કમીના કોઇએ રાખી,
ખુશામતના ખજાનામાં દીધા છે બાપુને દાટી!
મૂક્યાં છે દોતને કાગળ અને જ્યારે 'સહી' માગી,
વિચાર્યું બાપુએઃ 'આ ફેડરેશનની બલા છે શી?'
વીત્યાં છે એકડો વર્ષો, પડોશે મીટ ના માંડી;
અરે! કાં હેતની છોળો અચાનક ઊડવા માંડી?
ગગીઓ ગોંદરે જેવી લડે છે છાણને કાજે,
કરે છે કાં પડાપડીઓ નૃપો એવી અમો કાજે!
ભલા દો વાળવા બીડી, જરૂર આમાં દગાળું છે;
અરે! એ હેતની છોળો પછાડી કૈંક કાળું છે!

૩૦ • ૩ • ૩૮

# ૫૪ કામદારી

• ગઝલ •

પડે ના સ્કૂલમાં જઇને કશી ટ્રેનિંગ મેળવવી,
ખુશામતખોર થાવાની પડે છે ટેવ કેળવવી;
અને એથી કીધા રાજી કદી તાલુકદારો જો,
મળે સત્તાભર્યો ઓદ્ધો રૂપાળો કામદારીનો !
મળે કોઠારની ચાવી, હિસાબો હાથમાં રાખે,
અદાલત ઈન્સાફોની જિહ્વાને ટેરવે રાખે.
વરાવેરા વિઘોટીમાં પડાવે પૂરતાં નાણું,
વરસના પાકવા પહેલાં ભરે છે કોઠીએ દાણા.
દિવાળી હોળીએ સાકર ખજૂરના હારડા આવે,
મળે બળતણ મફતનું ને પગીઓ શેરડી લાવે.
મળે ફળ, શાક ને મેવા કને ઈજારદારોની,
ચરે છે મોલ લોકોના મહિષી કામદારોની !
પછી શું પૂછવું એને પ્રબળ સત્તા જમાવે છે,
વડા સામ્રાજ્યના મંત્રી ન એની તોલ આવે છે !
ઝૂકી તાજીમ કરે એને અમારા માલદારોએ,
બીવાડે બાપુને સુદ્ધાં પછીથી કામદારોએ.
શરાબીના સરોવરમાં ડુબાવી કૈંક દરબારો,
કર્યા છે જેમણે સાજા હમેશાં નિજ ઘરબારો;
ન જ્યાં સૌજન્યનો છાંટો; પ્રજાની પીડ શી એને,
વફાદારી વળી શાની, સગાઈ સ્વાર્થની જેને !

૨૩ • ૧૨ • ૨૬

# ૫૫ અમલદારી

• ગઝલ •

જુદે જુદે સ્થળે જે જે નવાઇઓ જણાઇ તે,
કવિ દલપત તણી કલમે કવિતામાં ગણાવી છે;
પરંતુ એ ગણાવી તે બીજા જેવી છતાં ન્યારી,
અમારાં રાજસ્થાનોમાં નવાઈ છે અમલદારી!

નીતિથી કે અનીતિથી રિઝાવી ભૂપને ભારી,
અમારાં રાજસ્થાનોમાં મળે મોંઘી અમલદારી;
પગારો કેટલા છે તે તમે ના પૂછજો કોઈ,
તમારે પારખી લેવા ફકત દિમાકને જોઈ.

કરે છે કાજ વસવાયાં ગૃહે ઘાટી તણું જેને,
મળે છે વેઠમાં વાહન મજૂરો ખેપિયા એને;
મળે છે લાંચમાં નાણું, વળી દાણા ખળાંમાંથી,
નથી ચિંતા પશુનાં ઘાસ કે સરપણ તણી ઝાઝી.

અફીણ પીતા નથી તોપણ અમલની આંખમાં આંધી,
હીંડે ગાડા નીચે, માને ધૂરા ગર્દન ઉપર લાધી!
નીચોવી રાંકનાં નાણું પીવાડે દારૂની પ્યાલી.
કુહાડાઓ તણા હાથા બનેલી છે અમલદારી!

રહે છે ચિત્તમાં ચિંતા, સલામો કોણ ના ભરતું?
મગજમાં નોંધ રાખે છે, ખુશામત કોણ ના કરતું?
અગર અપરાધિયું આવું કદાપિ કોઈ સપડાશે,
અમલદારી છૂરા નીચે અરે! ગર્દન જુદી થાશે!

મળેલી સર્વ સત્તાઓ પડે છે સાંકડી જેને,
હૃદયમાં નાદ છે નાદીરશાની નીતિનો એને;
બિચારા શ્વાન શેરીનાં છતાં વનરાજનું હુંપદ!
નથી તેવા બને તેથી વધારે વસ્તીને વિપદ્!

૨૪ • ૧૨ • ૩૮

## ૫૬ પૂતના ફૂલીફાલી

• પઢો રે પોપટ રાજા રામના એ રાગ •

જાગો રે ભગત માતા ચાયના, તમને જુગતે જગાડું. (ટેક)
ટીપોય માતાજી કેરો ઓટલો, કપને ગોખે રૂપાળી,
અંગડાની આળસ ઉડાડવા, સમરૂં સોસરવાળી! જા૦

આ સામે આવ્યા છે માના ઓરડા, શાણી સીલોનવાળી;
ચિનમાં સિમાડો માના ચૉકનો, કાળી કામણગારી! જા૦

ઊનાં ઊનાં જળનાં અંગોળણાં, સાકર સંગે પલાળી,
દૂધની ઓઢી છે માએ ચૂંદડી, ચમચે ઘૂમરીઆળી! જા૦

ઘેરઘેર માનાં પધરામણાં, ખૂણેખાંચે ન ખાળી,
આઠે તે પહોર માજી ઉદ્યમી, તુંથી લાગી છે તાળી! જા૦

નેજાઓ ઊડે છે માનાં લેબલો, પીળાં લાલ ગુલાબી,
ઊંઘતો આટોપે પેલા આળસુ, ખખડે કોકરીની કાંબી! જા૦

આણુ તો ફરે છે એની એવડી, શકતું કોઈએ ન આંબી,
પ્રકટી ભાસે છે માસી પૂતના, પૃથિવિ જેવડી લાંબી! જા૦

લોહી તો બનાવે પીળાં લોકનાં ભરખે ભૂખ ભમરાળી,
સોનાની પિછાણી એને સામટી, પેટે નાખી છે પાળી ! જા૦

ત્રણુ તે પાયો છે એનો સાથીઓ, પ્રગટે પ્રમદા પ્રજાળી,
બહુએ અમારી ગુજરાતણો નગુણે નાખી છે બાળી ! જા૦

પૂછજો મળીને મારી બેનડી માતા જશોદાને ઝાલી,
લાલજી ઉછીનો આપે ધાવવા, પૂતના ફૂલી ને ફાલી ! જા૦

૩ · ૭ · ૩૯

## ૫૭ તમાકુનું સામ્રાજ્ય

· ગઝલ ·

અત્યારે વિશ્વમાં વિખ્યાત તારી આણુ ફેલાણી,
પ્રબલ સત્તા જમાવી તેં તમાકુ તાજહીણુ રાણી !
પ્રથમ પશ્ચિમથી આવી અને પંજાબમાં પેઠી,
દખણુ સીલોન કે લંકા પૂરવ બંગાળમાં બેઠી.

સિમાડો સિંધનો ઘેરી દીધી આસામને યાદી,
ચરોત્તર ચૉકમાં આવી કીધી ગુજરાતમાં ગાદી !
પ્રજાનાં મર્મસ્થાનોમાં મમતની મોહિની મૂકી,
બજાવે કીર્તિનાં બ્યૂગલ બીડીનાં ભૂંગળાં ફૂંકી !

કરે ગુણુગાનનો ગગડાટ, હુક્કા હાથમાં રાખી,
કરે છે ઈશ્ક માશૂકો પ્રસાદી પાનમાં નાખી !

નથી છોડ્યાં તમાકુ તેં બિચારાં બાળ કે બુઢ્ઢાં;
ચીલમ ને સાફીઓ ચૂસે અમારા સાધુઓ સુદ્ધાં!
સૂંઘે પુરોહિતો પ્રીતે, દીએ છે ડોશીઓ દાંતે;
ઘણા વિપ્રો ચૂના સાથે તમાકુ ખાય છે ખાંતે.
રહ્યા છે તું મહીં રાચી રૂપાળા રાજદરબારો;
હશે તારા વિના ખાલી ઘણાં થોડાં જ ઘરબારો!
અમારા પાટીદારો તો તને પ્રીતિ વડે પાળી,
પછી વેચી લઈ પૈસા, પીએ વર્જિનિયાવાળી!
મળે ના પેટમાં પૂરૂં પરંતુ બીડીઓ જોશે,
ભલે તું ઝુંપડાં બાળે છતાં રોતા જતા પીશે!
દુઃખી કીધા દઝાડીને દીધાં છે કૈંક દીવાળાં;
અને બાકી કરોડોનાં કીધાં તેં કાળજાં કાળાં!

૧ - ૮ - ૨૩

## ૫૮ દારૂનો દૈત્ય

- રાગ જોગીના ચાબખા -

દારૂડા દૈત્ય! ફૂલ્યો, ફાલ્યો ને ખૂબ ફાવ્યો. (ટેક)

બ્રિટનમાં બિરાદર બરાબર તું બહેકિયો,
ફ્રાંસમાં ખૂબ ખૂબ ફાવ્યો;
પશ્ચિમને પાંખમાં ઉપાડીને ઊડતો,
અહો યુરોપમાં જમાવ્યો! દારૂડા૦

સાત સમૂદરની ઉપર તારી સવારીઓ,
હાલમાં હવાની ઉપર ધાયો;
મરણુ ને પરણુમાં ગણુપતી ગણુાય તું,
સર અવસરમાં સવાયો. દારૂડા૦

ક્રિશ્ચિયન લોકોની તું તો ગળથૂથી ગણુાય છે,
યહુદીમાં પ્રેમથી પિવાયો;
ટોમી લોકોની તું તો આંખોનું તેજ છો,
પારસીમાં પીર તું મનાયો. દારૂડા૦

ધનિકોના ધામમાં તું આઠ પહોર ઉદ્યમી,
ભિક્ષુકની બોડમાં ભરાયો;
દૂબળાં ને દુર્બલાં બનાવવા તું દોડિયો,
દેવીના ભક્તમાં પૂજાયો. દારૂડા૦

આશક ને માશૂકનો માનીતો મિત્ર છો,
કવિઓએ કવિતામાં ગાયો;
નીંદે મળીને જોકે ધર્મશાસ્ત્ર સામટાં,
છતાં નહીં લેશ શરમાયો. દારૂડા૦

વાળી પલોંઠી તેં તો પૃથ્વીને પાટલે,
માનવીના થાળને મગાવ્યો,
આખું માનવકુળ માંડ્યો આરોગવા,
છતાં નથી હજુ તું ધરાયો? દારૂડા૦

ખાનાખરાબી ખૂબ કીધી તેં ખલ્કની,
અમને ડુબાડવા આવ્યો,
તારો અવગુણપુંજ દુનિયામાં એટલો
શેષથી જાય ના ઉઠાયો! દારૂડા૦

૧૧.૫.૩૯

## ૫૯ સત્યાનાશ દારૂનું જાજો

માતપિતાથી મળેલ મકાનો ને ઘરમાં સુઘડ નાર,
દેવના ચક્કર જેવાં બાળુડાં ને મિલમાં હું કામદાર;
નાનું મારૂં કુટુમ્બ કેવું?
વેદોમાંના દેવતા જેવું.

કામેથી આવી કલ્લોલ કરૂં હું તો બેસી બાળુડાની સાથ,
યોજ્યું હતું અમે સ્વર્ગ નાનકડું–શાણુઓનો સંગાથ;
સ્થિતિ મારા ઘરની કેવી!
કરે દ્વેષ દેવતા એવી!

આવી છે આઠમ નોરતાની, કોઇએ કીધી વધારીને વાત,
આગ્રહપૂર્વક ખૂબ ઢિચાવ્યો માતાજીનો પરસાદ!
દારૂ તુંને દેવતા જાણી,
પીવા માંડયો પાવળું પાણી!

મૂક્યાં મકાનો ને મિલકતો મૂકી વેચ્યાં ઘરનાં ઠામ;
વેચ્યા ખાંડણિયા ને સૂપડાં વેચ્યાં ઝાડુ ઈંઢાણી તમામ!
નાણાં જેજે હાથમાં આવ્યાં,
પીઠાવાળે તુર્ત પડાવ્યાં!

નાણાં કાજે હું તો નારીને પીટું ને બાળુડાં હાલ બેહાલ;
આંખ મીંચી મેં તો સમજણ સામે, નાણાં ગમે ત્યાંથી આલ.
પીવો મારે દારૂડો પ્યારો,
છે ના મને ખ્યાલ તમારો!

બોલ ગુમાવ્યો ને તોલ ગુમાવ્યો, મેં ખ્યાલ ગુમાવ્યા તમામ,
ચોરી, જારી ને જુગાર હું ખેલ્યો, કીધાં પિશાચોનાં કામ;
મરજાદા મેં કૂળની લોપી,
પૃથ્વી મારે પગલે પાપી.

સુંદર સેજ પલંગ સૂનારો હું ગટરોમાં ગબડું આજ,
બાવડું ઝાલીને વૈરી બિચારી રાખે પરાણે લાજ!
ગાળો કહાડું મુખથી કેવી?
કીડા ખરે કાનથી એવી!

દેવ જાણી મેં તો દાનવ! તારા પંથમાં કીધો પ્રવેશ,
આખો ને આખો ખાધો મને વળી પીધી બાળુડાની ઘેંશ!
સત્યાનાશ દારૂનું જાજો.

૧૮ • ૮ • ૩૮

## ૬૦ પ્રભાતિયાં

• રાગ પ્રભાતિયું •

જોયાં ઘણાંને ઊઠી પ્રભાતે, આરડતાં પ્રભાતી રે,
મુખે રામનું નામ જપે પણ અંતર કાતી તાતી રે. જો૦

માંકડ કરડ્યા, નિંદર ના'વી, વીતી દુઃખદ રાત્રી રે,
સંગીતથી રીઝવવા હૃદયને ગાય પથિક પ્રભાતી રે. જો૦

ભક્તિભાવ બતાવા જગને નિત નિત મંદિર જાતી રે,
પ્રભાતમાં પાડોશીને પીડે ગોદડું ઓઢીને ગાતી રે! જો૦

બાળક જાગ્યાં શોર કરે તો ઊઠી મારવા ધાતી રે,
કંથ કહે કંઈ જો કુલટાને તો કૂટવા માંડતી છાતી રે. જો૦

કાળાં ધોળાં અનેક કીધાં જ્યારે ઉમ્મર પાકી રે,
ઠાકરને ઠગવાને બહાને બુઢ્ઢાં ગાય પ્રભાતી રે. જો૦

ઠંડા જળમાં સ્નાન કીધાથી ટાઢ અતિશય વાતી રે,
શ્વાસ ઘૂંટી ગરમી પ્રગટાવા ગાય પૂજારી પ્રભાતી રે. જો૦

ભોર થયું પણ ભૂંડી ભારજા દળવા ઊભી ન થાતી રે,
જગાડવાની જુક્તિ ખાતર કંથ ગાય પ્રભાતી રે. જો૦

તાજેતરમાં ભેંશ વિયાણી તાંબડી દૂધે ભરાતી રે,
દોતાંદોતાં હોંશે ગાતી પટલાણી પ્રભાતી રે. જો૦

બહુ દહાડા મિષ્ટાન્ન મળ્યું ના, દાઢ બહુ ગભરાતી રે,
વિધવિધના મિષ્ટાન્ન થાળની ગોરગાય પ્રભાતી રે. જો૦

વૈકુંઠના વૈભવો વર્ણવે, પાસે પાઈ ન રાતી રે,
દુઃખના માર્યો દિન વિતાવા રાંક ગાય પ્રભાતી રે જો૦

સાસુથી અણબોલી સહિયર નીરખી પાણી જાતી રે,
ઊભી રાખવાના આશયથી વહુવર પ્રભાતી ગાતી રે. જો૦

કવિ ! રાતની હતી નોકરી કેમે રાત ન જાતી રે,
વખત વિતાવાના આશયથી જોડી રહ્યો પ્રભાતી રે. જો૦

૫ · ૫ · ૨૨

## ૬૧ શિવ ઑફિસમાં આવ્યો છે

• મનહર •

કૉસમેટીકેથી જટા–વાળ ઠીકઠાક કરી,
પાવડર પ્રીતિ વડે ભસ્મ શું લગાવ્યો છે.
શર્ટ ને જેકેટના વ્યાઘાંબરોથી વિભૂષિત,
કોપિનમાં પેન્ટ કોટ કંથામાં સજાવ્યો છે.

રિસ્ટવૉચ બેરખો ને બટનોની મૂંડમાળ,
ગ્રીવામાં ટાઈ તણા ભૂજંગને લગાવ્યો છે.
ઓધ્ધા તણો ચંદ્રમા લલાટમાં દેદીપ્યમાન,
સત્તાના વાંકાચૂંકા ત્રિપૂંડને બનાવ્યો છે.

દ્વારમાં નંદી બનીને ઊભી છે મોટર એક;
જ્યારે જ્યારે ચાહ્યું ત્યારે સ્વાર થઈ ધાયો છે.
ચૂપકી સ્મશાન સમી આસપાસ છાઈ રહી;
સ્થિરાસન ખુરશીમાં દેહને દીપાવ્યો છે.

ઘડી ઘડી તર્ક કાજે આંખ મીંચી ધ્યાન ધરી,
કૉલબેલ શંખ કરી ગણુને બોલાવ્યો છે.
અગ્નિ શી જ્વાલાઓ જલે, ચશ્મા ત્રિચક્ષુમાંથી;
ભોગ મળ્યા અગર કે રોષમાં ફસાયો છે.

વ્હાલો છે અધિકાર જેને ડિસિપ્લીન તણો યોગ;
'યસસર' ડમરૂનો નાદ સદા ચાહ્યો છે.
કાગળ, કાજળ અને કલમના ત્રિશૂળ વડે,
અહર્નિશ જેણે પ્રતિપક્ષને હરાવ્યો છે.

ઉમા મેમ સાહેબના હાથનો પ્રસાદ લઈ,
છોડીને કૈલાસ શિવ ઑફિસમાં આવ્યો છે.

૨૦-૩-૩૪

## ૬૨ ઉગાડજો દાઢી

• ગઝલ •

ન શીખ્યા શાસ્ત્ર પણ બેઠા ચઢી જો ધર્મની ગાદી,
પ્રતિષ્ઠા પામવા માટે, તમે ઉગાડજો દાઢી.
પ્રમાદી હો અને નિયમિત હજામત હોય ના થાતી,
સનાતનના સમર્થનમાં તમે ઉગાડજો દાઢી.
વડાંને વંદના કરવા શિખામણ જો દીધી દા'ડી,
સફેદી આવવા માંડ્યે, તમે ઉગાડજો દાઢી.
વિષયાસક્ત હો પૂરા, ગયા હો વાળ પણ પાકી,
છતાં સંસાર છેતરવા તમે ઉગાડજો દાઢી.
જરા જ્યોતિષ જો જાણો, ધરી રૂદ્રાક્ષ એકાદી,
પછી ફોટો પડાવાને, તમે ઉગાડજો દાઢી.
અગર કંજૂસના કાકા તરીકે હોય પ્રખ્યાતિ,
બચાવા દોઢિયાંઓ બે તમે ઉગાડજો દાઢી.
લીધું દેવાનીના દાનત પહેર્યાં ચીથરાં ફાડી,
ભજવવા પાઠ ભિક્ષુકનો તમે ઉગાડજો દાઢી.
સભા જો શૌર્યમંડનથી ગજવવી હોય એકાદી,
પછી ડરપોક હો તો પણ તમે ઉગાડજો દાઢી.
મળ્યો ઓધ્ધો છતાં જો ના બી.એ.એમ.એ.ની ઉપાધિ,
પ્રતિભા પાડવા માટે તમે ઉગાડજો દાઢી!
અગર જો હો મુત્સદ્દી તો તમારી ઢાંકવા છાતી,
હૃદય વાંચે નહીં માટે જરૂર ઉગાડજો દાઢી!

૧·૧·૩૪

## ૬૩ શેઠિયા

• મનહર •

બદનમાં બાંડિયું ને તાલકામાં ટોપી મૂકી,
ધોતિયું ધરીને ઝીણું શરીર સોહાવે છે;
તેલ ને ફુલેલ ચોળી ન્હાય છે સદાય શેઠ,
તો ય સાંજે દુકાનેથી ધૂળધૂળ આવે છે.

પેટ છે પખાલ જેવું, પીળા છે શરીરે પોતે,
દિનભર દાક્તરોને નાડીઓ બતાવે છે;
છઠ્ઠાં શેઠાણીને સોનાપુરમાં વળાવી આવી,
સાતમીને કાજે શેઠ ગીતડાં ગવડાવે છે!

વાચનમાં વ્હાલા જેને કાગળો વેપાર તણા,
દલાલોને દી આખો દશે દિશા દોડાવે છે;
ચશ્મા ચઢાવી આખા દિવસ હિસાબ ગણે,
ત્રાંબીઆને કાજે શેઠ ત્રાડેત્રાડ પાડે છે.

વિદ્યા ને વિનોદ અળખામણાં છે એને અતિ,
ખાતાવહી આવરાને ચંદન ચઢાવે છે;
પ્રીછે નહીં પંડિતોને, રાંક પરે રહેમ કમી,
ખુશામતખોરને સદાય ખવડાવે છે.

પડોશની વિધવાઓ દળણાં દળે છે ત્યારે
શેઠિયા અટારીઓમાં વાજાંઓ વગાડે છે!
દોઢિયાનાં દાતણ તપાસી જુએ ત્રણ વાર,
કરોડોના દામ દેખાદેખી કાજ કહાડે છે.

લક્ષ્મી વિના અન્ય જેને ભાસે છે ઉપાધિ રૂપ,
વણજની વેઠ કરી દિવસો વિતાવે છે!

૨૨-૨-૨૫

## ૬૪ મુત્સદ્દી

ઉરના અભાવને દિલમાં દબાવી,
મીઠુંમીઠું બોલે તેને માનીએ મુત્સદ્દી!
વચનોથી છૂટવા બહાનાં બતાવી,
જૂઠુંજૂઠું બોલે તેને માનીએ મુત્સદ્દી!

ફણીધરના દાંત લઈ, મુરલી બજાવી,
ડોલાવીને ડોલે તેને માનીએ મુત્સદ્દી!
અંતરના રોષને ઉરમાં ઉતારી,
મીઠુંમીઠું મરકે તેને માનીએ મુત્સદ્દી!

ધણીને ધન ધૂતવા દરિયે ડુબાડતાં,
રૂંવાડું ન ફરકે તેને માનીએ મુત્સદ્દી!
હેઠેના હાથને કળવળથી કહાડવા,
મસ્કો લગાવે એને માનીએ મુત્સદ્દી!

યુક્તિપ્રયુક્તિની જાળો બિછાવી,
ફંદે ફસાવે એને માનીએ મુત્સદ્દી!
વાનરબિલાડીઓના જાણીતા ન્યાયથી
નાચો નચાવે તેને માનીએ મુત્સદ્દી!

લટકાવી લાલચે આશાને તાંતણે,
અંતે નવરાવે તેને માનીએ મુત્સદ્દી!
મહેફિલમાં માન દઈ વિષના પ્રસાદો,
ખાંતે ખવરાવે તેને માનીએ મુત્સદ્દી!

૨૦·૧૦·૩૩

## ૬૫ દીવાસળી

· મનનો માનેલ મળ્યો મોરલો એ રાગ ·

તાકતની ઓઢણી ઓઢી, દીવાસળી,
બાકસને ઢોલિયે પોઢી, દીવાસળી.

કશ્યપના કુળમાં દીવી, દીવાસળી,
જીવનનું જીવન બની જીવી, દીવાસળી.

હાજરાહજૂર તું કેવી! દીવાસળી,
જાગતી જ્યોતના જેવી, દીવાસળી.

કડકડતી ઠંડીને ધ્રુજાવતી, દીવાસળી,
અંધારી રાત્રીને લજાવતી, દીવાસળી.

નારીને ખૂબખૂબ પ્યારી, દીવાસળી,
ચકમકથી કરત શું બિચારી, દીવાસળી.

તું તો સરકારી કર ઊઠાવતી, દીવાસળી,
સાસુનાં દુઃખડાં હઠાવતી, દીવાસળી.

તુંથી ચેતનવંતા ચૂલા, દીવાસળી,
તું વિણ બંધાણીઓ લૂલા, દીવાસળી.

તું તો આ દુનિયાનું નૂર છે, દીવાસળી,
માનવીની પ્રગતિનું પૂર છે, દીવાસળી.

૩ • ૧૦ • ૩૮

## ૬૬ ઓ જગતાત!

રાજાનો શિરતાજ તું જ છો, ધનિકનું તું વ્યાજ,
દૂધભાત સૌને ખવરાવી ખાય રોટલો પ્યાજ;
ઓ જગતાત! ઓ જગતાત!

ઢાંકે જગ સઘળું પણ તારી કઠિન ઢાંકવી લાજ,
તું પર જગ મૂછો આમળતું, તું પર નિર્ભર રાજ;
ઓ જગતાત! ઓ જગતાત!

તારાં ફાટલતૂટલ વસ્ત્રો, દીનહીન તારા હાલ,
એવા નિષ્ઠુર બદલાઓનો અમે ઉગાડયો ફાલ;
ઓ જગતાત! ઓ જગતાત!

રોંચો કહી સંબોધે તુજને, નગુણા જગના લોક,
તું જાણે પોષણ કરવાનું, નહીં હરખ કે શોક!
ઓ જગતાત! ઓ જગતાત!

તું સબળો તો સૌ કો સબળાં, તું નબળો, નબળો સંસાર,
અવલંબે સઘળાં તારા પર ઉત્પાદક ને સરજનહાર!
ઓ જગતાત! ઓ જગતાત!

તુજ જયમાં જય છે સઘળાનો, તુજ ક્ષયથી સૌનો ક્ષય થાય,
તોપણ તુજ શોણિત પીવાનો ધપી રહ્યો વ્યવસાય.
ઓ! જગતાત! ઓ! જગતાત!

ઋણ ફેડવા રડો ભૂત પર ક્યાં તક લાધો ભાર,
એનાથી મોટરમાં મહાલો, એનાથી ઠાકોર દરબાર;
ઓ જગતાત! ઓ જગતાત!

## ૬૭ સાબુ સગાળિયાં

મોટા મોટા તે શહેરમાં ભાળિયાં, સાબુ સગાળિયાં!
ડીલે દૂબળાં ને વાડા વાળિયા, સાબુ સગાળિયાં!
એના ઉપરાઉપર માળિયાં, સાબુ સગાળિયાં!
બેસે રાખી મોઢાગળ ઢાળિયાં, સાબુ સગાળિયાં!

ખાય થોડું ને હાય વરાળિયાં, સાબુ સગાળિયાં!
બોલે ઝીણું ને ક્રોધનાં જાળિયાં, સાબુ સગાળિયાં!
બોલે મીઠું ને પેટમાં પાળિયાં, સાબુ સગાળિયાં!
કીધી વાતો ને ઢીમર ઢાળિયાં, સાબુ સગાળિયાં!

દગો આપીને કાઢે દીવાળિયાં, સાબુ સગાળિયાં!
એણે ગામોનાં ગૌધન ગાળિયાં, સાબુ સગાળિયાં!

ગાય ટાળીને શ્વાનને પાળિયાં, સાબુ સગાળિયાં!
લાવ્યા સંચા ને રોજગાર ટાળિયા, સાબુ સગાળિયાં!

જમે ભોજન, દે આપણુને દાળિયા, સાબુ સગાળિયાં!
લાવ્યા કાગળ ને કંચન વળાવિયાં, સાબુ સગાળિયાં!
એના બાબુને બાર બાર ફાળિયાં, સાબુ સગાળિયાં!
મારા જીવાની ધોતલી જરવાળિયાં, સાબુ સગાળિયાં!

એને ઓરડે હવા ને ઉજાળિયાં, સાબુ સગાળિયાં!
મારે ઘેર એની ગંદકીનાં ખાળિયાં, સાબુ સગાળિયાં!
એની ચાકરી કરીને હાડ ગાળિયાં, સાબુ સગાળિયાં!
થયાં ઘરડાં કે ઘેરથી નિકાલિયાં, સાબુ સગાળિયાં!

એને સ્વાર્થની સાથ હાથતાળિયાં, સાબુ સગાળિયાં!
એણે સ્વાર્થમાં ભગવાન ભાળિયા, સાબુ સગાળિયાં!
ભણ્યા પોથાં થોથાં ને જ્ઞાન બાળિયાં, સાબુ સગાળિયાં!
એમાં માનવતાનાં લિલામ ભાળિયાં, સાબુ સગાળિયાં!

૨૯ • ૫ • ૩૬

## ૬૮ બિલાડી બાઈ બેઠાં પાટ પર

• હરિગીત •

મુડદાં મસાણોનાં લૂટી, રિયાસતો કીધી ખડી,
મુખ કાળને હોમી કરોડો ગાદીએ બેઠા ચઢી.
એવા અમર ( ! ) નાં ચિત્રને દોર્યાં જુઓ દીવાલ પર,
સો સો ચૂવા મારી બિલાડી બાઈ બેઠાં પાટ પર!

લૂટ્યાં લુટાવ્યાં યૌવનો સેવેલ કૂડી કામના,
આવી ઊભી વૃદ્ધા જપે છે જાપ મુખે રામના;
સૂણે ભજન પણ સુરતા છે સુંદરીના સૂર પર,
સો સો ચૂવા મારી બિલાડી બાઈ બેઠાં પાટ પર !

દઈ વારમાં બે ઇંચ ઓછું બહુ ઘરાકો છેતર્યા,
કે આંખ આંજીને બીજાની એકના બમણા કર્યા;
ખોબો ભરી જુવાર નાખે છે હવે છત્રી ઉપર !
સો સો ચૂવા મારી બિલાડી બાઈ બેઠાં પાટ પર !

તાજાં કૂળાં વેગન ભરીને વેંગણો આવી ચઢ્યાં,
મધરાત્રીએ એ માસ્તરે મણ એક ઘરભેળાં કર્યાં;
ને વિપ્રને બશેર વેંગણ વહેંચિયાં સંક્રાન્ત પર,
સો સો ચૂવા મારી બિલાડી બાઈ બેઠાં પાટ પાર !

કંકાસ ને કજિયા વડે પતિને સદા પીડા કરી,
ને સાસુડી સંતાપતાં પાછી નહીં પાની ભરી;
મરતાં પતિ બાંધી લીધી છે મુમતી મોઢા ઉપર,
સો સો ચૂવા મારી બિલાડી બાઈ બેઠાં પાટ પર !

કંઈ કીર્તિ કાજે સંઘ કહાડી લાખનાં પાણી કર્યાં,
વરવા વડાઈ વિશ્વમાં નાણાં ભરેલામાં ભર્યાં,
જેણે દીધી શ્રીમંતતા તે દુઃખિયાં હડતાળ પર,
સો સો ચૂવા મારી બિલાડી બાઈ બેઠાં પાટ પર !

૧૮ · ૧૨ · ૩૪

## ૬૯ લાડવા ખાવા

લાડવા ખાવા, લાડવા ખાવા, લાડવા ખાવારે–
લચપચતા લાડવા ખાવા. (ટેક)
શેરમાં અઢી પાશેર ઘીવાળા,
ખસખસ છાંટીને વાળેલ રૂપાળા! લાડવા૦

જાણું નહીં સંસ્કૃતનો ઓટચો,
દેવભાષા સાથે ઝગડો મોટો;
તો ય વાળું ગરબડ ગોટો–.
હાથ જોડાવા રે! લચપચતા૦

સંભળાવું ચારે વેદની વાતુ,
ઊભું રાખું ચિત્રગુપ્તનું ખાતું,
ભરવા કહું આલ્યા ભવનું ભાતું.
ઋણ છોડાવા રે! લચપચતા૦

જમું જાડું તો તો એટલું ટાળું,
ઉપર જાતાં ઘીની દીવીઓ બાળું;
અગ્નિ પેટાવાને ઓટલો વાળું.
રાખે રેડાવા રે. લચપચતા૦

શીખ્યો નથી વૈશ્વદેવ કે સંધ્યા,
ખેલું છું ખૂબ જાફૂબના ધંધા;
તો ય ખવરાવે છે ઉરના અંધા.
સ્વર્ગમાં જાવા રે! લચપચતા૦

કોઇનો પૂતર કોઈની મરજો માડી,
કોઇનો બુઢ્ઢો કોઈની રાંડજો લાડી;
આવી આવી મારી આરદાદાડી.
સરાવવા જાવા રે! લચપચતા૦

લાવો લાવો બીજું લેવા ન દેવા,
જોવું નહીં એના હાલ છે કેવા;
હૈયે અમારે હરામના હેવા.
પરનું પચાવા રે! લચપચતા૦

૧૭ • ૫ • ૩૫

## ૭૦ મુંબાઇની લગની

• ગઝલ •

પ્રવાસી ગામડા ગામે બધીએ ડોશીઓ દેખી,
પૂછેલું એમને કારણ, પુરુષસંખ્યા કમી પેખી;
પ્રવાસીને મળ્યા ઉત્તર, ગયા છે શેઠ મુંબઈમાં,
અમારા જેઠ પણ જઈને કરે છે વેઠ મુંબઈમાં!

દિયરજી દોઢિયાં માટે દીએ છે દોટ મુંબઈમાં,
કુવા ફેરી તણો ધંધો કરે છે કોટ મુંબઇમાં!
ચચ્ચાને ચાહની હોટલ, પિતાજી પાન વેચે છે,
બપાવા વેચતા બોટલ, જમાઈ જોષ જુએ છે.

ભલાભાઈ ભૂલેશ્વરમાં જઇ ઉપદેશ આપે છે,
મળે જે દાન એનાથી ક્ષુધાનું દુઃખ કાપે છે;
બનેવી માટલાં માંડી પરબનું પાય છે પાણી,
લખે નણદોઈ નામું ને ધણીજી ભૂજતા ધાણી!

ગલીમાં ગાંઠિયા વેચે કુશળ કંદોઈ છે કાકા,
અને માર્કીટમાં મામા, ગણે કાપડ તણા તાકા;
કરે છે શેરનો સટ્ટો ભણ્યો ભાણેજ મુંબઈમાં,
નથી પૂતરજીનો પત્તો, હશે મોવાલી મુંબઈમાં!

ઘણા તો રાંધણાં રાંધી કફોડી જિંદગી કહાડે,
છતાં ચક્ષુહીણી મહિષી તણું છે મોઢવું મુંબઈ!
નથી ત્યાં સાથરો સૂવા, નથી ઘરબારનો પત્તો,
ઘણા તો ઓટલે સૂતા, ગલીચ ગંધાય જ્યાં લત્તો.

મરે મંદવાડ વેઠે છે, છતાં જોતા નથી જાગી,
બીજે ધંધા પડ્યા બહોળા, છતાં મુંબઇની લ્હે લાગી!
જરૂર ધનવાન વિદ્યાવાન માટે સ્થાન સારૂં છે,
પરંતુ દુર્બલો કાજે નરકથી યે નઠારૂં છે.

ગયા છે ગ્રામ્ય ઉદ્યોગો, પડ્યાં છે ખેતરાં ખાલી,
પરંતુ છે પવન વાયો જે મુંબઇની લગન લાગી!

૧ · ૧૨ · ૨૨

## ૭૧ અહમ્

•ભૂજંગી છંદ•

અહમ્‌થી દીસે છે ચણ્યા દિગ્પાળો,
અહમ્‌ના બળે વિશ્વનો ભાર તોળ્યો;
અહમ્‌ની પીઠે જગ્તની છે ધૂરાઓ,
અહમ્‌થી જ નિર્ભર ગિરિકંદરાઓ!

અહમનું પૂર્યું તેજ ચાંદો પ્રકાશે,
અહમ્‌ના વડે હુંતુંના ભેદ ભાસે;
અહમ્‌ની ખીલી છે ત્રિગુણી કળાઓ,
અહમ્‌થી ઘડયાં માનવીપૂતળાંઓ!

અહમ્ એ જ જે બાવળોમાં શૂળા છે,
અહમ્‌નાં ફૂલો આવળોમાં ખીલ્યાં છે;
અહમ્‌નાં ફળો એ જ ઈન્દ્રામણાંઓ,
અહમ્‌નો ધ્વનિ હુંહુંની ઘોષણાઓ!

અહમ્ મસ્તકે ક્રોધનાં પૂર લાવે,
અહમ્ નેત્રનો રંગ રાતો બનાવે;
અહમ્ શેર સવ્વા તણો તોલ રાખે,
અહમ્ નિજ પ્રશંસા સૂણીને ન થાકે!

અહમ્‌નો શીશો એ અમલનો નશો છે,
અમલદારને એ વધારે પચ્યો છે;
અહમ્ કૈંક અંશે વરે પત્રકારો;
અહમ્‌નો અમલ ખરથી ખેલે કુંભારો!

અહમ્ સાક્ષરો કાજ જામા પિછોડી,
શકે ત્યાગીઓ એ અહમ્‌ને ન છોડી;
કવિમાં અહમ્ ને રવિમાં અહમ્ છે,
નિંદે એક, બાળે બીજો ગુલબદનને!

સનમમાં અહમ્ ને વિધિમાં અહમ્ છે,
પીડે એક બીજાને દિલના રહમ છે;
અહમ્‌થી ભર્યું વિશ્વ ઘૂંટીઘૂંટીને,
અહમ્ તો જીવન જીવવાની બુટ્ટી છે!

૨૭·૫·૩૫

## ૭૨ મોટરને

• ખંડ શિખરિણી •

જૂના કાળે જ્યારે,
સતાવી લોકોને,
જતા છોડી ગામો ધનિક જન કે શાસકગણો,
લઈને લોકોનો અતિ ઘૃણિત એવો અણગમો;
જઈને ભાગોળે સકળ પુરવાસી રથ પૂંઠે,
ઉડાડીને ધૂલી ફટફટ વદી રોષ જણવે.

પરંતુ તે વેળા ક્વચિત જન એવા નીપજતા.
હવે તો આ વેળા,
વધ્યા ચોમાસાનાં ફૂટી નીકળતાં જંતુ સમ તે,
નહીં એકાદા, એ કયમ ધૂળ ઉડાડે પળી પૂંઠે?

પરંતુ હાહાતું ફટફટ વદી રોષ જણુવી,
ઉડાડીને ધૂલી હજુ પણ પ્રથા એ બજવતી.
સુધારાવાળાની પણ જૂની પ્રથા તું નવ તજે!

રૂઢિવાદી છું તો,
રૂઢિવાદી જાણી,
અભિનંદું વ્હાલી શતક શતધા મોટર તને.

૧૪ · ૧૨ · ૪૦

## ૭૩ જય પગરક્ષક દેવ!

· આરતી ·

પગરક્ષક, ભક્ષક ખ્લેંકોના, નામ વિવિધ તારાં. (૨)
કાંટારખાં, પગરખાં, બૂટ શુઝ ન્યારાં! જય૦

ચાખડીઓ, સ્લીપર, ચંપલ ને ગામડિયા જોડા; (૨)
સપાટને મોજડીએ ચપળા ચિત ચોર્યાં! જય૦

ફૂદડીઓનાં ફૂલ ખાસડે ખાંત કરી દોર્યાં, (૨)
શુક ચાંચાળા દુંદડા પહેરે ખેડૂતના છોરા! જય૦

નાજુકડી મોજડીઓ મઢેલ મખમલથી સારા, (૨)
સુંદર ભરત ભરેલી પહેરે બાળકડાં પ્યારાં! જય૦

મોહક રંગ અનેક રૂપ વિવિધ તારાં, (૨)
ચમચમચમ સંગીતના છેડે સૂર સારા! જય૦

આર વીંગડો રાંપ સુસંસ્કૃતિ દાતા, (૨)
ચઢે તેલ સિંદૂર પૉલિશનાં પોતાં! જય૦

મોર મુગટમાં ઊન ફૂમતાં શિર ઉપર ધાર્યાં, (૨)
ઉપરણીનાં કારજ તારી વાધરીએ સાર્યાં. જય૦

છે ઉપકાર અનેક આલમ પર તારા, (૨)
ન હોત તો વધતે વૈદ્યો શા કાંટા ખણનારા! જય૦

ગોરાંગોનું નાક, રાજાનો રાજા, (૨)
બાળકનો તું બેલી મહિલાની માઝા! જય૦

આ તારાં ગુણગાન જે ભાવે ગાશે, (૨)
ભણે શુમેકર સ્વામી, એનાં કંટક દુઃખ જાશે! જય૦

૭-૭-૩૬

## ૭૪ પ્રભુને માથે બહુ કરી હોજી

• ભજન •

પ્રભુજી!અમનેશાંસૂઝ્યાંપાખંડકેપૂર્યાંતનેપ્હાણુકેહોજી!ટેક
તુંપે ત્રિભુવન ટૂંકાં ગણાય હદ બાંધી નાને થાનકે હોજી,
તારી દષ્ટિના રોકે દિક્પાળ તે સ્થાનેમેં કોડી જડી! હોજી,
ઓહો! ત્રિભુવન ઉજાળણહાર અજવાળે તુંનેદીવડી હોજી,
પ્રભુજી૦

તું તો જળને નવરાવણહાર નવરાવું પાણી પાવળે હોજી,
સુવાસિતોના સરજનહાર કપૂર કડકિક જલે! હોજી,

તું તો જગનો છો ઢાંકણહાર ઢાંકું ઓઢાડી પાંભડી હોજી,
વિશ્વંભર જગપોષણહાર જમાડું મૂકી કાંકરી! હોજી.
પ્રભુજી૦
આપે કામધેનુને તું દૂધ પણ તુંને હું ટીપું ધરૂં હોજી,
તું તો ફૂંકે સુગંધી સમીર પણ તને હું પંખો કરૂં હોજી,
ચમકે વિદ્યુતના ચમકાર પ્રગટાવું હું દીવાસળી હોજી,
ગાજે આભે આષાઢીલા મેઘ બજાવું લઈને શંખલી હોજી.
પ્રભુજી૦
તારાં કાર્યો વિશાળ વિરાટ ક્યાં મારાં આ ચાંદુડિયાં હોજી,
તું તો સાગર અનંત અગાધ ક્યાં માનવ બુદ્બુદિયાં હોજી,
તું તો જગનો જગાડણહાર જગાડું લઈ ટોકરી હોજી,
કાળા માથાના માનવદેવ! પ્રભુને માથે બહુ કરી! હોજી,
પ્રભુજી૦

૨૯ · ૧૦ · ૪૦

## ૭૫ બિચારો પ્રભુ

ડૂબતાંને જો મધદરિયે ના ઊગરવાનો આરો,
બનવું એના અવલંબનમાં ત્યાં તરણાનો ભારો!
એવો નવરો હોય વિચારો,
પ્રભુ વિણ બીજો કોઈ બિચારો?

જીવનભર જિહ્વાએ ઉડાડ્યો અશ્લીલતાનો ગારો;
ગંધાતી ગંદી જિહ્વા પર રહેવું બની લવારો!

એવે શેષ શયન કરનારો,
પ્રભુ વિણ બીજો કોણ બિચારો?

સ્વાર્થ તણાં લીલુડાં ખેતર, ભેળે મળી હજારો,
એવાને બિવરાવા ઊભવું, ઓઢું થઈ અમારો;
એવો સેવક રક્ષણહારો,
પ્રભુ વિણ બીજો કોણ બિચારો?

સુખમાં શ્યામા, સુખમાં સોની, સુખમાં ઠાઠઠઠારો;
રગદોળાતો ખારે આંસુ, વણવાકે દુઃખિયારો!
ડૂસકામાં ગળકાં ખાનારો,
પ્રભુ વિણ બીજો કોણ બિચારો?

ભૂત, પલીત કે ડાકણશાકણ, કરી રહ્યાં કિકિયારો;
એવાંની ચઢઊતર કાજે બનવું વાંસ અમારો.
એવાં દુર્જન શિર ધરનારો,
પ્રભુ વિણ બીજો કોણ બિચારો?

ખદબદતું ગંધાતું જીવન હૈડે સાપ હજારો;
એવાને કાજે બનવાનું ઢાંકપિછોડો કાળો.
બનશો હલકટનાં હથિયારો;
પ્રભુ વિણ બીજો કોણ બિચારો?

વધું નહીં જે મુખડું સાચું તેમજ બોલ ન પાળ્યો;
કરવાનો એ કદરૂપા મૂડદાના મુખમાં માળો.
એવો હતભાગી ગોઝારો;
પ્રભુ વિણ બીજો કોણ બિચારો?

જે જે માગું તે તે આપે, ના'પે તો નહીં વહાલો;
એક મૂકી અભરાઈ પર મેં તરત બીજાને પાળ્યો.
એવો રામ રમકડું મારો;
પ્રભુ વિણ બીજો કોણ બિચારો!

૨૮ · ૫ · ૩૫

## ૭૬ શ્રીકૃષ્ણ પ્રતિ

• શાર્દૂલવિક્રીડિત •

તારા જન્મનિમિત્તથી જનક ને માતાજી જેલે ગયાં,
તારા જન્મનિમિત્તથી જ ગભરૂ નિષ્પ્રાણ ભાંડુ થયાં;
તારા જન્મ તણો બલિ બની ગઈ જાયા જશોદા તણી,
તારા જન્મ વડે બની જનમને દેનાર બન્ધુહીણી!

ના બેઠા ઠરીઠામ નંદ તુજને અપનાવી લીધા પછી,
એ સુખિયા ગોવાળના ગૃહ મહીં તારાથી ચિંતા વધી;
એના શાંત ગૃહે કરી અડપલાં રંજાડ ઝાઝી કરી,
ને લાવી ફરિયાદ નિત્ય નવલી, માતાની શાંતિ હરી!

ચોર્યાં ગોરસ ચિત્તડાં અવરનાં, પાછાં ન આપ્યાં કદી,
ને ભોળાં ભરમાવિયાં કપટથી વિવેકવેણો વદી;
ને કીધાં વ્રજવાસીને રઝળતાં દેખાડી દ્વારામતી,
છોડાવી પ્રિય જન્મભૂમિ સહુની કીધી વિદેશે ગતિ!

પોતાનું કુળવૃક્ષ દ્વેષકલહે જ્યારે રહ્યું'તું લચી,
પાંડિત્યં પર ઉપદેશ કરવા શ્રીમુખ ગીતા રચી;
બ્હેનીના હરનારનું હિત કરી, બંધુથી આડો થયો,
દેખી કાળયવન સમાન શૂરને ભીરુ શું નાસી ગયો!

એકાદો મણિ કાંકરો મળી જવા, નરમેધ મોટો કર્યો,
ઇચ્છ્યો વૈભવને હમેશ વરવા, વૈરાગી તો પણ ઠર્યો;
બોલ્યો એક, કર્યું બીજું, સમરમાં પાળી નહીં ટેકને,
શિખાવ્યું યુદ્ધ ધર્મથી ઊલટું એ વિસારી વિવેકને.

પ્રેમાંકુર ઉગાડીને પુનઃ તું ગોકુળમાં ના ગયો,
એવો છો નિષ્ઠૂર તો ય તુજને પ્રેમાબ્ધિ કોણે કહ્યો?
કાળી બાજુ બનાવી શ્રેષ્ઠ ધવલી, બેઠો પ્રભુજી બની,
એથી તો જગવંદ્ય તુજ મહત્તા આશ્ચર્યકારી ઘણી.

દેખાડયું અમને બધુંય ઊલટું તેં આંખડી આંજીને,
તારૂં નામ જરૂર કૃષ્ણ સંભવે શાબાશ કુંતાજીને!

૧૮ · ૭ · ૩૩

## ૭૭ કળજુગનો કનૈયો

જો જો કાલીંગડાનો કપટી કનૈયો
ઝૂલે ગોકળિયે યુરોપને જીરે!
કોટ, પેન્ટ શર્ટ એનાં ઝભલાં ને આંગલાં,
મસ્તકે મુગટ મોટો ટોપ છે જીરે!

શંખ, ચક્ર, ગદા, પદ્મ, કલમ, નિયમ અને યંત્ર,
હાથમાં હોવિટ્ઝર તોપ છે જીરે!
પીએ ને પાય ચાય કૉફી ને કોકો–
આપે બીસ્કીટ પાંઉં ગોપને જીરે!

વ્હાલી છે ધેનુડી જેને ભૂંકણુગાડીઓ
દેખો દીએ છે જ્યાં ત્યાં દોટને જીરે!
પાયાં પાણીડાં એને પંપથી પેટ્રોલનાં
બાંધ્યાં છે ભૂંગળાં કોટને જીરે!

વ્હાલીડે વગાડી રૂડી રેડિયોની વાંસળી,
કીધાં છે મંત્રમુગ્ધ લોકને જીરે!
હરીને દુકૂલ વહાલો લોકનાં સ્વદેશી,
ચઢ્યો છે કદંબ મીલ ચોકને જીરે!

ચોર્યાં મહીડાં ને ચોર્યાં દેશનાં દુઝાણાં,
ધૂતી સોનું રડાવ્યાં લોકને જીરે!
ટચલીએ તોળે છે ગોવર્ધન સામ્રાજ્યના,
કામણુ ને ટૂમણુ કાળા કોપનાં જીરે!

ઈંદ્રજાળ રચી વહાલે ભૌતિક વિજ્ઞાનની,
ભ્રમણા વૈકુંઠ મૃત્યુલોકમાં જીરે!
જાગ્યા છે જોરદોર જાદવોના જગતમાં,
પગરવ સંભળાય પ્રભુકોપના જીરે!

૧૮ · ૭ · ૩૫

# ૭૮ માનવપક્ષી

• હરિગીત •

પ્રભુજી તણે જગબાગ માનવપ્રાણીઓ ટોળે વસે,
કો ચલ્લીઓ સમ દુર્બલાં, કો ગરુડ સમ સબળાં દીસે;
પોપટ અને કોયલ સમાં કો કાગ બગ ઘૂવડ સમાં,
કો લાલચુ પરમારથી, કોને નહીં કોની તમા!
કોઈ ગરીબ પારેવડાં દેખી સહુ કોઈ ડરે,
કોઈ દીસે શકરા સમા જે જાતિનું ભક્ષણ કરે!
કો સુઘરી સમ સુઘડ માળા બાંધીને સુખે રહે,
સાગર તણાં પક્ષી સમાં કો આંહીંતહીં ભટકી રહે.
કો કાગડા સમ સંપીલાં, કો મુરઘા બાઝી મરે,
કો રાત્રિથી રાજી રહી વડવાગળો કીકી કરે;
કો શ્રાદ્ધના પક્ષી સમા મળી લાભને ઉઠાવતાં,
કો સ્વાર્થી બગલા ચૂપકીથી એકલા ખાઈ જતા.
કો કોકિલા ટહુકા કરે છે આમ્રની ડાળે રહી,
ઘૂઘૂ કરે હોલા બિચારા સૂકલી ડાળે જઈ;
આશા તણી પાંખે ઊડે મંતવ્ય રાખી લક્ષમાં,
શોધે બતક દુર્ગંધ ને મયૂરો રમે ઘટવૃક્ષમાં!
નિજ કર્મના ઋણાનુબંધે આવીને ઊડી જતાં,
નિજ નિજ સ્વભાવોની પ્રતિભા બાગમાં મૂકી જતાં;
કો ખુશનુમાં, કો કદરૂપાં, કો બાગને ભય રૂપ થતાં,
કો અવનવા ઉત્સાહથી આનંદને રેલાવતાં!

૨૧ • ૩ • ૨૯

## ૭૯ વિબુદ્ધ પ્રાણી

દાવો બુદ્ધિનો! બુદ્ધિવિમુખ થયાંજી,
કોણે માનવપ્રાણીને વિબુધ કહ્યાંજી?(ટેક)

બુદ્ધિ વડે સુસંપ ને શાંતિ તથા સુખ સાંપડે,
ના બુદ્ધિવંતાને કદી હિંસક બની લડવું ઘટે;
પણ સંપ કે ના જંપ છે, હિંસા વટાવી હદ ગઈ,
હજુ યે થશે, ભૂતકાળમાં લાખો લડાઈ થઇ ગઇ!
આવાં ઝનૂની તો જનાવર જગત પર ઓછાં હશે,
જે વૈર બાંધ્યું તે જીવન જાતાં સુધી ના ભૂલશે!
સિંહે બીજા સિંહોને ના સંહાર્યા સૂણ્યાજી.
વાઘો, વાઘોને હણવા નથી ગાંડા બન્યાજી. દા૦

બુદ્ધિ વડે અપકારી પર ઉપકાર પણ કરવો ઘટે,
બુદ્ધિ વડે વહેવારમાં વિનય વફાદારી વધે;
જે પ્રાણીનાં ઘીદૂધને ખેતી વડે વપુ પોષતા,
કરતા કતલ એને ય જ્યારે જાનવર ઘરડાં થતાં!
આવાં કૃતઘ્ની પ્રાણીઓ પૃથ્વી ઉપર ઓછાં હશે,
જે સ્વાર્થ સાધીને પછી ઉપકારીને સંહારશે.
શ્વાનો તુતુ કહેશો તો તમારાં થશેજી,
હોશો સંકટમાં ત્યારે વફાદાર હશેજી. દા૦

બુદ્ધિ વડે સંસારમાં સંતોષ ઘરપર સાંપડે,
ના અન્યના વ્યવસાયમાં વિબુધ તો આડા પડે;

પણ આજના ધનવાનને સંતોષ કે ધરપત નથી,
જેઓ ગરીબને લૂટવામાં લેશ અચકાતા નથી;
આવા અસંતોષી જીવો અવની ઉપર ઓછા હશે,
જે પૂરતું હોવા છતાં બીજાની આડે આવશે!
ચરતાં ઢોરોને ધરાયાં નથી ધીંકે દેતાંજી,
મૂકો અમૃત પણ ઊંચી આંખે ન જોતાંજી! દા૦

બુદ્ધિ વડે સંયમ અને ચોખ્ખાઈ સુઘડતા વધે,
ના બુદ્ધિવંતાને બહુ બીમાર પણ થાવું ઘટે;
સંયમ નથી વહેવારમાં, બીમારીઓ બહોળી વધી,
વૈદોહકીમોની દુકાનો શીદને આટલી બધી!
આચારભ્રષ્ટ અનેક અવનીપર બીજાં ઓછાં હશે,
જે પ્રાણ ત્યાગીને અકાળે મૃત્યુના મુખમાં જશે.
વગડે વનચરને વૈદ્યોની અપેક્ષા નથીજી,
જળચર, ખેચર ના જાણે બીમારી કશીજી! દા૦

સેવા બીજાની બુદ્ધિવંતાને નહીં લેવી ઘટે,
જેણે ગરીબો કે દલિતોની ખબર લેવી ઘટે;
પણ છે ભયંકર ભેદ ના કિલ્લારચ્યા વહેવારમાં,
કાળાં અને ગોરાં, શિશુ મોટાં, ગરીબ જરદારના;
આવા તફાવત અન્ય પ્રાણીમાં જરૂર ઓછા હશે,
જે નિજ જીવનનો ભાર નિર્બલની કમર પર લાદશે!
હય કે હાથી ઘેટાંથી નથી સેવા લેતાજી,
ધોળાં હરણાં કાળાંથી નથી જુદાં રહેતાંજી! દા૦

૩ · ૫ · ૩૧

## ૮૦ માનવીના ઢંગ

• રાગ જોષીના ચાબખા •

માનવી ડાહ્યાં ડાહ્યાં ને ઢંગ આ, શા? (ટેક)

પથ્થરને કાજ ચણ્યાં મંદિર ને માળિયાં,
જીવતાંને ઝૂંપડીના સાંસા,
પથ્થરને ભોજન પિરસાય ભાતભાતનાં,
જીવતાંને દાળિયા કાચા! માનવી૦

પથ્થર શણગાર સજે નિત્ય જાતજાતના,
જીવતાંઓ ચીથરે સજાતાં,
પથ્થરને પોઢવા ગાલ ને મશૂરિયાં,
જીવતાંને ગોદડાં ટાંચા! માનવી૦

લીધાં છે દૂધ એણે પશુઓનાં ઝૂંટવી,
કીધાં છે ખૂંટિયાં ખાસ્સાં;
નાખે તૃણ ગોંદરે તો મૂછોને આમળે,
દયા તણાં પૂછડાં પાછાં! માનવી૦

બંધુના પુનિત પ્રેમ ગોખ્યા રામાયણે,
ચોપઈથી વિભૂષિત વાચા;
માના જણ્યાના આજ પરદેશી કોર્ટથી
ટાંચ લાવી પીંખતો લબાચા! માનવી૦

ઊપજ્યો વૈરાગ્ય, તજ્યાં મેડી ને માળિયાં,
કીધા છે વગડામાં વાસા;

જુઓ! જણાય પેલો ડુંગરડા કોરતો,
ભજવે ઉંદરના તમાસા! માનવી૦

બાંધ્યા અભેદ્ય એણે કિલ્લાઓ ભેદના,
ખીલાજડિત સ્વાર્થ ખાસ્સા;
આવે જો કોઈ એની કાંકરી ઉખેડવા,
જામે છે તોપના તમાસા! માનવી૦

અલ્પ ભાસે છે એને ઇશ્વરની દુનિયા,
એથી મોટો થવાની આશા;
અંતે પડે છે છતાં સૂવું સ્મશાનમાં,
કાળે મરડાયલાં ડાચાં! માનવી૦

૧ • ૫ • ૩૯

## ૮૧ રોટલા રાજા

• ગઝલ •

ફૂટી પાતાલમાંથી ઉંબીઓને પારણે ઝૂલી.
બિરાજ્યો કોઠીને કિલ્લે કુંવર થઈ રોટલા રાજા;
કરી ક્રીડા, ક્રીડાંગણમાં ધર્યાં રૂપો વિવિધ તાજાં,
રમણીઓના કરે રમતાં તું રાચ્યો રોટલા રાજા!
બન્યો તું વિશ્વ શો વર્તુલ, વગાડ્યાં અગ્નિએ વાજાં,
સિંહાસન તાવડી ચૂલે ચઢ્યો તું રોટલા રાજા!
પ્રધાનો દૂધઘી આદિ અથાણાં ઑર્ડરલીઓ;
પટાવત ભોજનો બીજાં બધાં બાકી રહેલાંઓ.

દીસે છે દાળ ને શાકો પ્રવાહી રાજરાણીઓ,
કઢી ઓસામણો આદિ નથી તોટો વડારણનો;
લસણ કે પ્યાજ ને મરચાં, બીજાં તામસ વસાણાંઓ,
બધાં છે રોટલા રાજા તમારા ખાનસામાઓ!

ધનિકો, જ્ઞાની કે ગધ્ધા, ગરીબો, રૂગ્ણ કે સાજાં,
કૃપા પર વસ્તી અવલંબે તમારી રોટલા રાજા!
તું રાજી તો બધાં રાચે, રીસાતાં પ્રાણ પરવાર્યા,
અમે સામ્રાજ્યમાં તારા ગુલામો રોટલા રાજા.

તજ્યા વૈભવ, તજ્યું સઘળું, મૂકી સંસારની માઝા,
ભટકતા કાચલી લઇને તું કાજે રોટલા રાજા!
બનું કીડી તો તું કણ છે, બનું હાથી તું હારો છે,
બધાને પ્રાણપ્યારો છે, અહો! તું રોટલા રાજા.

રહ્યો વિલસી વિવર્તરૂપે, ઝરો આનંદનો છે જ્યાં,
અમારા વિશ્વનો તો બ્રહ્મ છો તું રોટલા રાજા.

૨૧·૪·૩૫

## ૮૨ ભગત?

ખોખરા ગામે ખિસકોલો ને દેડકો,
બંને ભેરૂબંધ બાવાજી;
સાંજે સવારે તલાવડીને કાંઠડે,
મળતા ભજનિયાં ગાવાજી.

બાંધી છે કંઠિયું ને તાણ્યાં છે તિલકો,
માનસરોવર ન્હાવાજી;
બેઠો અષાડ જાય કરવાને જાતરા,
આવ્યાં સબંધી વળાવાજી.

દાદો દેડક કહેઃ ‘બેટા રોકાઇ જા,
ચોમાસે સાહસ આવાંજી?’
પૂછડું પછાડતી ખિસકોલી વીનવેઃ
‘રહેવા દ્યો હેમાળે જાવાંજી.

આવ્યો હેમાળો ઠેઠ ઓતરા ખંડમાં,
કેમ કરી પોંચશો પાળાજી?
નથી તમારે કાંઇ ભૂકણગાડીઓ,
ઘેરબેઠાં ફેરવો માળાજી;

નથી દીઠા તમે દેશ ને દેશાવરો,
વેશે તમે તો હજુ બાળાજી,
દેખો દાદાજી ને દેખી લ્યો ડોસલી!
પગ છે અમારે રૂપાળાજી.’

બોલ્યા દેડકજી ફાંદો ફુલાવતાંઃ
‘ઘરબાર આળપંપાળજી’.
વૃદ્ધોનાં વેણને લોપીને નીસર્યા,
વળોટ્યા તલાવડીના પાળાજી;

પકડ્યા દેડકજીને કૌઆએ ચાંચમાં,
મીનીએ ખિસકોલાને ટાળ્યાજી!

૨૮ · ૭ · ૩૮

## ૮૩ પૂનમ

પૂનમની સાંજે નારદજી સૂરજ પાસે આવ્યા,
ઘુસપુસ ઘુસપુસ વાત કરીને એના કાન ભરાવ્યા:
'દરિયાનો દીકરો ચંદરમા તેજ તમારૂં ચોરે,
આજકાલ ફૂલ્યોફાલ્યો છે, એને કૈં ના કહોરે?
તમે ખીલો, દુનિયાના લોકો હરફર ન કરે ઝાઝી,
ચંદ્ર ખીલે છે ત્યારે સઘળાં બહુબહુ બનતાં રાજી!
મહેનત આપ કરો સઘળી, પણ કવિ એને બિરદાવે;
કહો સૂરજજી, આમાં અમને ખાવાનું ક્યમ ભાવે?'
રાતાંરાતાં નેન કરી સૂરજ કહે: 'નારદ કાજી!
ડબ લઇ દરિયે ડૂબકું મારૂં, પકડી પાડું પાજી.'
ડબૂક લઇને ડૂબકું ખાધું, સૂરજ દરિયે પડિયો;
પેલી ગમ પાજી ચંદરમા શિખર ઉપર ચઢિયો!

૯·૮·૩૯

## ૮૪ સાધુ થાવું

માડી! મારે સાધુ થાવું.
સાધુ થાવું, સાધુ થાવું, સાધુ થાવું રે;
વહેલી વહેલી દીક્ષા દેવાડજે, સાધુ થાવું! (ટેક)

સાધુ થાવું ને લોકોમાં પુજાવું,
તોડું ન તૃણ હરામનું ખાવું;

મોટામોટાને ચર્ણોમાં નમાવું,
ને સૌને બનાવું રે! માડી૦

તૂટી ઝૂંપડલીનું દુઃખ ના સહેવું,
રહેવાને મળવાનું મહેલના જેવું;
ફિટાડે બાપદાદાઓનું દેવું,
એ કાનમાં કહેવું રે! માડી૦

વસ્ત્ર નવાં, નહિ ફાટયાં કે તૂટયાં,
વહોરવા મળશે જલેબી ને સાટા;
હાંકવા બેસીને પાટે ગપાટા,
કે ગાવું ને વાવું રે! માડી૦

સાહેબ કહીને સંબોધશે લોકો,
હાજીહા કહીને ઝુકાવશે ડોકો;
ફેરવું ધર્મના નામનો ધોકો:
કયાં મારે છે ન્હાવું રે! માડી૦

મોટો થાતાં હું તો મૂંડવા માંડું,
સુરી સમ્રાટોનાં પૂછ ઉગાડું;
અવળા પાટા બાંધી દીક્ષાનું ગાડું
ચોમેર ચલાવું રે! માડી૦

ત્યાગની ઢાંકપિછોડીઓ ઓઢી,
રાગ ને રંગની વાસના દોઢી;
કામક્રોધાદિની ફોજ મોટી—
તે તો સૌથી છુપાવું રે! માડી૦

૨૦ · ૯ · ૩૭

## ૮૫ અસાધુ

• મારા દીનદયાળુનો વાસ નથી એ રાગ •

એણે માતાપિતાની અવજ્ઞા કરી,
એણે બૈરીને હાલબેહાલ કરી,
સારાસારવિચાર કર્યો ન જરી;
એવા ગેરૂઆ રંગનાં વસ્ત્ર ધરી
ભટકયો, દિલમાં કંઈ ત્રાસ નથી;
એવા મુંડમુંડાવણુ હાર મહીં,
કંઈ સાધુપણાનો નિવાસ નથી!

એણે ત્યાગની ઢાંકપિછોડી ધરી,
ધનને અડતાં અભડાય વળી,
એણે યુક્તિપ્રયુક્તિ અનેક કરી;
ધનથી તરબોળ તિજોરી ભરી,
પણ અંતર લેશ સંતોષ નથી;
એવા પેટભરા ને પ્રપંચી મહીં,
કંઈ સાધુપણાનો નિવાસ નથી!

એણે શાસ્ત્રના અર્થઅનર્થ કરી,
એણે સ્વારથ રૂપ દીવાલ કરી,
એણે લાઠીદુરાગ્રહ હાથ ધરી;
ભોળાં માનવીઓને ભમાવી કરી,
ગણ્યાં ગાડર રૂપ કચાસ નથી;
એવા ભોળા મેંઢાના ગોવાળ મહીં,
કંઈ સાધુપણાનો નિવાસ નથી!

એને લોક નમે તે તો ખૂબ ગમે,
એના અંતરને ષડ્‌રિપુ દમે,
દિલ કામિની કાંચન માંહી ભમે;
પણ હું પદ ખૂબ કે ત્યાગી અમે,
એને જાતિસ્વભાવની જાચ નથી;
એવા ક્રોધી ને સંયમહીણુ મહીં,
કંઈ સાધુપણાનો નિવાસ નથી !

૧૦ ૯ ૩૮

## ૮૬ શ્રેષ્ઠ કુંભકાર

• મનહર •

ઊંડા ઊંડા અંધારાની, ખાણુથી ખણી લેવાને,
હૈડે દાખી હેત પ્રેમપાવડો પછાડયો છે;
બાલમાનસોની માટી ખંતને ગધેડે ખેંચી,
સ્નેહછાલકામાં કોડચે, નિશાળોની લાવ્યો છે.

શિસ્ત અને નિયમોના ચારણામાં ચાળી એને,
પ્રેરણાનાં પાણી સીંચી, પિંડલો બનાવ્યો છે;
પદાર્થો ને પુસ્તિકાને લાકડે ગતિ આપીને,
શિક્ષણપ્રણાલીઓને ચાકડે ચઢાવ્યો છે.

ઘડયા રૂડા ઘાટો એના વિશ્વમાં વિકાસો કાજે,
મનન નિદિધ્યાસન ટપલે ટિપાવ્યો છે;

કોર્યો ને કંડાર્યો એમાં કાંગરા કળાના કેવા!
સંસ્કૃતિ સીંચીને રૂડો ઓપ ચળકાવ્યો છે.

નિભાડે તિતિક્ષાઓને ભલું થવા કાજે ભાર્યો,
પરીક્ષાના અગ્નિઓના તાપમાં તપાવ્યો છે;
ટકોરા બઝાવી તેને તપાસ્યો પરીક્ષકોએ,
બોલ્યો નહીં બોદો તે ઉત્તીર્ણ થઈ આવ્યો છે.

જ્ઞાનપરબોને કાજે માટલું બનાવી માંડ્યો,
ત્રાસ તો તૃષાતુરોના પ્યાસનો બુઝાયો છે;
વાહવા! વહે પીનારાં શીતલાં પીયૂષ વારિ,
શ્રેષ્ઠ કુંભકાર તું તો શિક્ષક જણાયો છે.

૧૫ · ૩ · ૩૫

## ૮૭ યમશિબિકાને

આપણ બંને એવા દેશનાં વાસી, જ્યાં ન્હોતા હુંતુંના ભેદ,
એક દહાડો મારી આંખમિચાણીને પોઢ્યો માતાજીને પેટ;
ત્યારે મેં પારણિયે પેખી,
રમતો તને ઘૂઘરે દેખી!

માતપિતાએ નિશાળમાં મૂક્યો, કૈંક મેળવવાને જ્ઞાન,
ખેલ ખેલ્યાના ખ્યાલમાં ત્યારે જ્યારે ભૂલ્યો કાંઈ ભાન;
હૈયે મારા હિતને લેખી;
મહેતાજીના હાથમાં દેખી!

પીઠી ચોળીને હું માહ્યરે પેઠો, લાવવા શોક્યનું સાલ,
ચૉરીનાં વાસણો સાચવીને વ્હાલી ! ત્યારે કીધી ત કમાલ;
વરમાચીનું રૂપ તેં લીધું,
કન્યા સામે આસન દીધું !

તાપ, શિયાળો ને વર્ષા વેઠી, રૂડી કીધી ઓરડીઓને છાંય,
હીંચકો થઇને હિંડોળે હીંચોળ્યો ને ખુરશી ઑફિસ માંહ્ય;
કલમ થઇને હાથમાં ખેલી,
વિદ્યા તારે મોઢે વસેલી !

ચૂગ્ગો છેડયું સિત્કારમાં સંગીત, ભમતાં ઉપાડ્યો ભાર,
રક્ષણ કીધું મારા હાથમાં રહીને ઘડપણનો આધાર.
બની મારાં દ્વાર ને ડેલી,
પેટી થઇને સાચવી થેલી !

પરણી આવી તે તો પટકૂળ પ્હેરી રૂડાં રોટી બનાવે ને ખાય,
મારે કાજે તેં તો અન્ન પકાવાને ભડભડ બાળી તારી કાય !
બાકી તારી રાખ રહેલી,
માંજ્યાં મારાં ઠામતપેલી!

વેંઢાર્યો વિકટ વગડો વાલીડી તેં મારા મિલનને મિષ,
મારે કાજે તેં તો કરવત મુકાવીને હોંશે કપાવ્યું શિષ;
તિતિક્ષામાં તારા જેવી,
કહે બીજી કોણને કહેવી ?

મારાં માનેલાં તે ન્યારાં ઊભાંઊભાં રૂવે ઢાંકીઢાંકી મુખ,
સ્વાર્થ સંભારીને આંસુડાં સારે, કોઈ ના’વે સન્મુખ;

એવે ટાણે સ્હોડમાં આવી,
કાયા મારી સાથે બંધાવી!
આગ પેટી ઊભાં દૂર, અટૂલાને એકલડીનો આધાર,
સ્હોડમાં ચિર સંગાથી વાલીડી હુંતુંનો બન્યો એકાકાર;
ઊડી વાયે વાયરે વાતાં;
પાછાં જૂના દેશમાં જાતાં!

૧૮・૧・૩૫

## ૮૮ કામણગારો છે રંગ કાળો

કહાનજીનો કામણગારો છે રંગ કાળો. (ટેક)

જો કે પોઢયો છે જઇને પ્રાચીને પીપળે,
વૈભવ વૈકુંઠમાં વાળ્યો;
કાળુડો રંગ તારો વેરાણો વિશ્વમાં,
એમાં તને જીવતો ભાળ્યો! કહાનજી૦

કૃષિકારે દીઠો તને કાળીકાળી વાદળીમાં,
મીઠામીઠા મેઘનો માળો;
પથિકે પિછાણ્યો તને બળતા બપોરમાં,
તરુવરને છાંયડે શીળો! કહાનજી૦

કાળા કોકિલે એના કાળાકાળા કંઠમાં,
પંચમના સૂરમાં પાળ્યો;
ભૂખ્યા લોકોએ તને કાળીકાળી તાવડીમાં,
રોટલાના રૂપમાં નિહાળ્યો! કહાનજી૦

આશકે દીઠો છે એની માશૂકની કીકીએ,
કંદર્પરૂપમાં રૂપાળો;
ગભરૂ બાળુડે માની પાંપણુને પારણે,
નયણુંમાં હીંચતો નિહાળ્યો ! કહાનજી૦
શેઠે દીઠેલો એની દોતમાં દોડતો,
પકડીને ચોપડે પાળ્યો;
નામાવાળાએ એવે કાળેકાળે આંકડે,
રૂપિયાના રૂપમાં નિહાળ્યો ! કહાનજી૦
કાળું એન્જિન એમાં કાળાંકાળાં માનવી,
કાળુડા કોલનો ધુમાડો;
છૂકછૂક હીંડ્યું કે તને સુદામાને ભેટવા,
દોડતો પેસેન્જરોએ ભાળ્યો ! કહાનજી૦
પેખી પટલાણી એની કાળીકાળી ભેંસમાં,
દૂધડું ગણીને તને ગાળ્યો;
મારા બાળુએ એની પાટી ને પેનમાં,
એકડાના રૂપમાં નિહાળ્યો ! કહાનજી૦
પેખીને શ્યામ રંગ ચાય તણે પાંદડે,
ઊઠતાં અમોએ ઉકાળ્યો;
ચુંબન આપીને તારી સખીઓને શામળા,
ઊડતો વરાળમાં ભાળ્યો ! કહાનજી૦

૨૮-૬-૩૯

## ૮૯ આધુનિક જ્યોતિષીને

• દ્રુતવિલંબિત •

તિમિરથી પણ ગાઢ અદૃષ્ટમાં,
મૂકી અગમ્ય સ્થળે મઢી મંજૂષા;
વિધિકરે, સુખદુઃખફળો તણી
વીણી અને કણિકા ભવિતવ્યની.

વળી વિધિલખી કૈંક લલાટમાં,
ઉપરથી અણુદર્શ ત્વચા મઢી;
વીટી અને સ્મૃતિ–ચક્ષુ પરે કંઈ
મનુજજીવન ખોજ સમાં વહ્યાં!

અમર આશ ચલિત દીવી જલી–
દૂર સુદૂર પ્રકાશ પ્રસારતી;
ભટકવું અણુસ્થિર પ્રકાશથી,
મનુજ! એ જ મઝા જીવવા તણી.

પણ તું દોઢ વિધિ થઇ ને ભલા,
વિધિરચેલ રહસ્ય ઉકેલતો!
મદદમાં લઈને ગૃહ દૂરના;
મળી ગઈ કથતો મઢી મંજૂષા!

વળી અગમ્યનું ગમ્ય મનાવીને,
વિદિત વાત કરે છ લલાટની!
તુજ કરે ગ્રહી ત્રાજુડી જોખતાં–
ગૂઢ રહસ્યથી આ રૂપિયો વધ્યો!

વિધિપ્રણિત રહસ્ય તણી સીમા,
પરિઘમાં શમતી રૂપિયા તણા!
અજબ સાંપડી દૃષ્ટિ મને અહા!
શમી જતું સઘળું રૂપિયા મહીં!

૨૧ · ૨ · ૩૯

## ૯૦ કૈં પણ નહીં

મતમતાંતરની બનાવી કલ્પનાની સીડીઓ,
હું કલ્પનાતીત છું, તમે તે લાવજો કોઈ નહીં;
રજ સત્ત્વ ને તમના ગુણે ગૂંથી પ્રકૃતિમાલિકા,
હું તો ત્રિગુણાતીત છું, પહેરાવજો કોઈ નહીં.

પૂરી સકામ દીવેલ, કર્મોની દીવેટે દીવડા,
હું છું સ્વયં જ્યોતિ, તમે પ્રગટાવજો કોઈ નહીં;
વિષયો વડે જે જે સ્ફુરે આનંદ દેહાદિકના,
હું છું સ્વરૂપાનંદ એ રેલાવજો કોઈ નહીં.

મારા ગુણાનુવાદનો બોજો સગુણ માની મને,
હું તો સદા નિર્ગુણ છું, ઉઠાવજો કોઇ નહીં;
મિથ્યા મનાવી સત્ય તે કર્તા તણા આક્ષેપને,
હું તો સદા નિષ્ક્રીય છું, આરોપજો કોઈ નહીં.

કલ્પી ઘટાકાશો પરિચ્છિન્ન દ્વૈતમાં ભૂલા પડી,
હું તો સદૈવ અનંત છું, એ લોપજો કોઇ નહીં;

બ્રહ્માંડ દેહાદિકના સાકાર કુમકુમ અક્ષતો,
હું છું નિરાકારી મને એ ચોઢજો કોઈ નહીં.
દ્વંદ્વો તણા ત્રાંબાળુને દેહાદિના વ્યવહારથી,
હું શાંત દ્વંદ્વાતીત છું, ગગડાવજો કોઈ નહીં.
વિષધર મનાવી રજ્જુને એ ભ્રાંતિના પણ ભાવને
હું ભ્રાંતિથી પર છું, હુંમાં આરોપજો કોઈ નહીં.
ભૂલી અહંભાવે ભલા વાડા બનાવો વ્યષ્ટિના ?
હું સર્વવ્યાપક બ્રહ્મ છું, ત્યાં છે જુદું કૈં પણ નહીં.

૭ · ૧૦ · ૩૩

## ૯૧ સોણુલાં સોહામણાં

· આંદો ચઢયો આકાશ રે એ રાગ ·

કોઈએ પ્રગટાવી છે દીવડી,
માએ કીધો ચાંદલિયો લલાટ હો ! સોણુલાં સોહામણાં રે.
વચ્ચે અંતરપટ આવર્યાં,
એને ચરણે ધરાવી મારી જાત હો ! સોણુલાં૦
ઝાંખીઝાંખી જગે દીવડી,
એના ઝાંખાઝાંખા છે ઉજાસ હો ! સોણુલાં૦
એરે અજવાળે મારે ઊડવાં,
મને લાધી વાલીડાંની વાટ હો ! સોણુલાં૦
આઘે અનંત ઘેરા આભમાં,
સૂણું એની ખટુકે છે ખાટ હો ! સોણુલાં૦

હું તો વાલીડાં સવા વ્હેંતનો,
તને મળવાને બનવું વિરાટ હો! સોણુલાં૦
મૂકું નિશ્વાસ ડોલે અંતર્પટું,
ડોલે કારણુની દીવડીની વાટ હો! સોણુલાં૦
જોજે હોલાતી રખે દીવડી,
હજુ ભાંગી નથી મધરાત હો! સોણુલાં૦
ઊડવા ઇચ્છું છું તારે આશરે,
ઓહો! ઊગી વિરાટ શી પાંખ હો! સોણુલાં૦
દેવનાં દીધેલ આવ્યો આંગણે,
હું તો વેચીસાટીને મારી જાત હો! સોણુલાં૦
હોલાતી હો તો દીવી હોલાઈ જજે,
મારે ચાંદાસૂરજના પ્રકાશ હો! સોણુલાં૦
૫ · ૮ · ૩૭

## ૯૨ કવિ અને કાવ્ય

· વંશસ્થ ·

જુવાળ જે અર્ણુવ–ઊર્મિનો ચઢે,
ચિત્ત કવિને જઈ લોઢ એ પડે;
નિશાન જે ઓટ થઈ જતાં રહે,
બન્યું રૂડું રૂપક કાવ્ય એ, કહે.

હું તું અને વિષયના ત્રિકોણમાં,
શમી જતાં દ્વંદ્વ બધાં ત્રિગુણનાં;

વિહંગ શાં હિરણ્યગર્ભે આભલે,
કવિ અને કાવ્યની જોડલી ઝૂલે.
ફરી રહ્યાં કૂદડી તર્કવર્તુલે,
લચી રહ્યાં છે મૃદુ કલ્પનાફૂલે;
ભૂલી જતાં ભાન, હુંતું મટી જતાં,
'નહીં' બન્યાં, પાર્થિવ દેહ, તે છતાં.
ભવાબ્ધિનો સાર ચૂસી અને ચઢ્યાં,
કવિચિત્ત–વ્યોમ વિચારવાદળાં;
પીયૂષ શાં એ પર્જન્ય થઈ પડ્યાં,
અને બન્યાં ખેતરડાં લીલાંલીલાં!
વિરાટને વિશ્વ ટૂંકું પડે છતાં,
બીજી ક્ષણે એ લઘુ બિંદુડાં થતાં;
હું વ્હેંતિયો! વાંભ ભરીભરી અને–
મથું, લઉં માપ કદી હુંથી બને!

૨૬ · ૭ · ૩૫

## ૯૩ મૃત્યુને

· દ્રુતવિલંબિત છંદ ·

પ્રભુ તણા પદપંકજને વિષે,
પરમ મંગળ ધામ દીપાવડું
રચી રહ્યું. શીળી છાંય પસારતું,
જનનીના શુભ અંક સમોવડું.

પુનિત તીર્થ બની સહુનું અહા!
પલટતું સહુ ભેદ, અભેદમાં,
ભૂલવતું સુખદુઃખ તણા ભ્રમો
મૂકી મીઠો કર આશ્રિતને શિરે.

વિષ ચઢયાં અહીં જે અમને બધાં
ઊતરતાં ક્ષણમાં મૃદુ ચુંબને,
કુશળ શિલ્પી ફરી જડતા બધી
વળી ઘડે અમને નવલાં ફૂળાં.

પ્રતીક ક્રાંતિ તણું પ્રભુને ગૃહે
સુગમ કાર્ય કરે કિરતારનાં,
વિધિ સમા રચના રચનારને
વિવિધ સાધન સાધ્ય કરી રહ્યું.

વીસરતાં, ઉરમાં વધતી વ્યથા
અતીવ દુઃખસુખોની પરંપરા,
ઉદય થાય અશાંતિ તણો અતિ;
ભ્રમિત થૈ ભટકે અવળી મતિ.

પણ પળે પળ જાણુ અજાણમાં
પુનિત તીર્થ ભણી પળતાં બધાં
તુજ શિરે જળ જીવનધોધનું-
વિરમતું; વીર ધૂર્જટી છો ખીજું!

૧૩ • ૭ • ૩૯

## ૯૪ મીઠડું મોત

• ભોજા ભગતના ચાબખાનો રાગ •

મીઠડા મોતનાં સ્વાગત ન વહાલાં,
એ માનવીનાં ડહાપણ માનીએ ઠાલાં. (ટેક)

દેશ છોડીને વિદેશમાં વિચર્યાં, કીધાં વિદેશીને વહાલાં;
મીઠડલું મોત દેશ જૂનો દેખાડે, તોય શીદ કાઢીએ કાલાં!
મીઠડા૦

કેદ પડયો જીવ વપુના આવાસમાં, કેદનાં અંધારાં કાળાં;
મીઠડલું મોત અંધારેથી ઊચકી આપે મેદાને અજવાળાં!
મીઠડા૦

માયામાં માનવી માંદાં પડયાં ને ઊપડયા ત્રિદોષચાળા;
મીઠડલું મોત એને ઔષધ આપી બનાવે ડહાપણવાળાં!
મીઠડા૦

મુસાફરીમાં વેઠિયાને માથે લાધ્યા ઉપાધિ ઉચાળા;
મીઠડલું મોત એનો બોજો હઠાવી બનાવે બેફિકરાળાં!
મીઠડા૦

મુસાફરીના મોજીલા લોકોને પાસપોર્ટોના પંપાળા;
મીઠડલું મોત દેશ ન્યારા દેખાડે અનંત ઉજાસવાળા!
મીઠડા૦

પૂર્યો અમોને કાયાને પિંજરે, સળિયા લોખંડવાળા;
મીઠડલું મોત રૂડી મુક્તિ અપાવે તડ દઈ તોડે તાળાં!
મીઠડા૦

કજિયે ચઢ્યાં અમે કારમાં બાળકો, કરીએ કકળાટ કાળા;
મીઠડલું મોત પારણિયે પોઢાડી હીંચોળે છે હાલાંવાલાં!
મીઠડા–

કારમી અમોને કીડી કરડે તો, નયનો આંસુવાળાં;
મીઠડલા મોતની ગોદમાં ગયાં, નથી જોયાં રડ્યાં ગળ્યાં જ્વાલા!
મીઠડા–

ફરજ ફગાવી કમોતને મગાવે તે માનવી માનીએ નમાલાં;
મીઠડલું મોત એની મેળે આવે ત્યારે હરખે ભેટે હરખાળાં!
મીઠડા–

૩૦ · ૯ · ૨૪

## ૯૫ ખુઝીસ્થાનની અઝાન

પોકારે છે, પોકારે છે, પોકારે છે પોકારે,
મસ્જિદને મીનારે,
મુલ્લાં બાંગ પોકારે!

જામી છે ઘાડી ઝાડી, ખજૂરીઓની આરે.
કારૂનને કિનારેઃ મુલ્લાં૦

નભમંડળમાં પક્ષી ઊડે છે વારેવારે;
સંધ્યા સમે અંધારેઃ મુલ્લાં૦

આરબ આજમનાં ટોળાં ઊભાં છે દ્વારેદ્વારે,
શ્રમના લેબાસ ઉતારેઃ મુલ્લાં૦

ને બાળકનાં જૂથો કેલી કરે છે દ્વારે,
મેવા શિરીન દારે. મુલ્લાં૦
નિમાજ પઢે છે સૌ કો ઊભાં રહી હારોહારે,
ઈસ્લામને સંસારે. મુલ્લાં૦
સંધ્યા સમયનાં પુષ્પો ભિંજાયાં છે ફુવારે,
લળી નમતાં વારેવારે. મુલ્લાં૦
૩ · ૪ · ૨૭

## ૯૬ રસિકતા

• પૃથ્વી •

નિર્જન વનમાં અરે પશુ પક્ષી ય જ્યાં ના વસે,
નથી જળ વળી અહીં, પ્રખર તાપ બાળી રહ્યો.
તરુ પર નથી પત્રો પવન ના જરી યે છતાં.
કપોત ક્યમ એકલો ઘૂઘવતો ડાળે ચઢી?
બપોર વખતે થયો અવળ મોહ સંગીતનો!
કઠોર રવ છે અને કરુપ છો કહું છું તને.
રસિક બનવા ભલા હરિત કુંજ જાવું ઘટે.
મયૂર મળશે અને મધુર કોકિલાઓ વને
વળી સમય એ હશે અરુણને જવાનો ગૃહે.
કદીક શશી આવશે રસસુધા ય પિવાડવા
પછી જ પડશે ખરી કવન કૂજવાની મઝા.
અતીવ બનશે રુડી અમર સાંજ સોહામણી!

કપોત સૂણતાં મને શિર ધૂણી કહેઃ 'ના નહીં–
પથિક અરસિક છો, રસિકતા ન પિછાણતો?
રસિક જન એ જ જે અગવડે ય આહ્‌લાદશે
અસુંદર મહીંથી એ સુઘડતા જ નિહાળશે!'

૨૮ · ૨ · ૩૬

## ૯૭ આપો હૃદયસિંહ

· રાગ જોગીના ચાબખા ·

દેહના દરબારમાં બિરાજે હૃદયસિંહ!
દેહના દરબારમાં બિરાજે, (ટેક)

આંટીઘૂંટીનાં એણે પહેર્યાં છે પાઘડાં,
અંગે વિવિધરંગ જામા,
ભેઠે દઢાગ્રહની બાંધી છે પિછોડીઓ,
શોભિયાં વિચારવાયરાનાં. હો! હૃદયસિંહ.

હુંપદની અહોનિશ મૂંછોને આમળે,
શ્લાઘા હુક્કાની નેળ મોંમાં;
કાવા કસૂંબા કટુ અનુભવના ઘોળતા,
ચોવટ ચોપાટ ડાયરામાં! હો! હૃદયસિંહ.

શંકાકુશંકાના યોજ્યા પહેરેગીરો,
ખટપટથી વિભૂષિત કામા;
અલ્પ સમય પોઢે છે લાગણીપલંગમાં,
ઊંઘમાં કરે છે ઉધામા! હો! હૃદયસિંહ.

એકથી અધિક એને દાસ અને દાસીઓ,
બોલેલા બોલ ઝીલવામાં;
ઊંચી ઊંચી મેડી ને ગોખે બિરાજતાં,
આશાનાં રૂપરાણી વામા. હો! હૃદયસિંહ.

પ્રેમ દયા ક્ષમા ન્યાય પાસવાન એમના,
ઈર્ષા ને દ્વેષ ભળ્યા એમાં;
અગણીત લશ્કર એની બેરખે ટહેલતું,
વાસના સુભટ્ટ છે બધામાં! હો! હૃદયસિંહ.

કુશળ જણાય ખૂબ પટ્ટાના ખેલમાં,
જીવનસંગ્રામના સમામાં;
આપો ઘૂમે છે ચઢી તરંગોને ઘોડલે,
પગ રાખીબુદ્ધિનાપેગડામાં! હો! હૃદયસિંહ.

૧૫ · ૭ · ૩૮

## ૯૮ માર્જનીને

· વંશસ્થ ·

ગીતા તણો પાઠ કરીકરી અને
ભમી વળ્યો હું સઘળાં ભૂમંડળો,
તથાપિ ના કોઈ કદાપિ સાંપડ્યું,
જીવી રહ્યું જે નિષ્કામ કર્મમાં!
અનુભવી કૈંક નૈરાશ્યભાવને
કરી રહ્યો'તો હું વિચાર એકદા.

અહો મને તું નજરે ચઢી ગઈ,
ઢૂંઢી રહ્યો શે'ર શિશુ કરે ગ્રહી!
ખૂણા મહીં તું સ્થિતપ્રજ્ઞ શી રહી,
જીવી જતી માનપમાનને ગળી;
કરી રહી કાજ સવારસાંજનું
છતાં નથી વેતન વાંછતી કશું!
ઘસાઈને કાજ કરે બીજા તણું,
છતાં મૂડી એક જ શિરબાંધણું!
તને ગણે છો નગુણા નમાલીમાં,
હુંથી ય સામર્થ્ય ગણું વધુ તુંમાં!
નમાવવા યત્ન કરૂં પ્રિયાગૃહે
નમે નહીં વર્ષ વીત્યાં વિવાદમાં,
પરંતુ તું નિત્ય પ્રભાત પ્હોરમાં,
ગુમાની એ માનુનીને નમાવતી!

૧૯ · ૮ · ૩૮

## ૯૯ ડૂબતા સૂર્યને

• મંદાક્રાન્તા •

વેર્યાં ઊગી સકળ જગમાં તેજના પુંજ વ્હાલા!
પાયા ઊગી સકળ જીવને પ્રાણઅમૃતપ્યાલા;
જીવ્યો સારૂં જીવન ઊગીને અન્યના હિત કાજે,
તો'પિ તેનો ગરવ નથી કૈં યોગીને જેમ છાજે!

તેં ધારેલું હતું મૃદુપણું પુષ્પને પ્રાણ દેવા,
તેં ધારેલી હતી ભીષણતા ભૂમિનો ભેજ લેવા;
તેં ધારેલી હતી વિવિધતા પૂરવા રંગ પીછી,
ને ચાલ્યો છો ક્ષિતિજ ડૂબવા શાંતિ દેવા દધિચી!

તું ઉદ્યોગી કદી નથી સૂતો તે છતાં બાળકોને
સૂવા કાજે સગવડ કરી મોકલે રાત્રીઓને!
મૂકે દીવા શશી સમૂહને તારલા તેજ પૂરી,
બ્રહ્માંડોના સમૂહહિતની યોજના ના અધૂરી.

મૂકી તારી પ્રતિકૃતિ જતો પુષ્પની પાંખડીમાં,
મૂકી તારી પ્રતિકૃતિ જતો બાલની આંખડીમાં;
મૂકી તારી પ્રતિકૃતિ જતો વાયુ ને વારિઓમાં
મૂકી તારી પ્રતિકૃતિ જતો ઘાસની ક્યારીઓમાં!

ક્યાં ના તારી પ્રતિકૃતિ હશે એ જ વિચારવાનું,
જીજીવિષા સકળ જીવમાં એ કૃતિ તારી ભાનુ!
જે જે ભાસે અણુથી લઈને મેરૂનાં શિખરોમાં,
ત્યાં ત્યાં તારી પ્રતિકૃતિ ભરી વર્ણનો વ્યર્થ શાનાં?

ડૂબ્યો છો તું અગણિત સમે ને ફરીથી ઊગેલો
ચ્હેરો તારો તદપિ દીસતો કેમ વિષાદઘેરો?
માનું છું કે મુજ ભ્રમ હશે એ રીતે પેખવાને,
ડૂબે છે તે ફરીથી ઊગવા તે છતાં મ્લાન શાને?

૮-૬-૩૬

# ૧૦૦ કદીકને

• વંશસ્થ •

કદીક ને સૂર્ય હું હોત આભનો,
બ્રહ્માંડને ભસ્મ કરી ઉડાડતે!
અને હતે સાગર જો કદીક ને,
અખિલ આ વિશ્વ જળે ડુબાવતે!

કદીક ને હોત ભૂકંપ હું બન્યો,
બધું ય ભૂગર્ભ મહીં સમાવતે!
કદીક ને મેઘ અષાડનો હતે,
બધે પડીને પ્રલયો મચાવતે!

કદીક ને પૂનમ–ચંદ્રમા હતે,
અમાસને ઉજ્જવળ તો કહાવતે!
કદીક ને વિદ્યુત હોત જો બન્યો,
પડી અને ફાગણથી જલાવતે!

ટકો* કરેલાં જનને નિહાળીને,
બની અને કંકરના સ્વરુપમાં
કદીકને તારક હોત આભનો–
ખરી શિરે શોણિતને વહાવતે!!!

૩૧ • ૧૦ • ૪૧

* આખે માથે હજામત કરાવેલાં

## ૧૦૧ રહેઠાણ બદલ્યું

• શાર્દૂલવિક્રીડિત •

રે! રે! ધૂમ્ર પસારી આમ અમને શાને તમે મૂંઝવો,
યજ્ઞો આમ મળી બધા ય હમણાં શાને કરો વાડવો?
આવાં કૈંક નવીન વાક્ય સૂણીને આકાશવાણી તણાં;
એવે યજ્ઞવરેલ વિપ્ર સઘળા પ્રત્યુત્તરોમાં ભણ્યા–

છે ના વૃષ્ટિ લગાર આણ અહિંયાં, એથી અમે વાડવો,
યજ્ઞોથી પર્જન્યને રીઝવીએ, રિવાજ છે ના નવો,
તો'પિ કેમ નવાઈ આપ ધરતા; આકાશના દેવતા!
ભૂલો જૂગજૂની પ્રથા ક્યમ ભલા? સૌ છો પડોશી છતાં!

આવાં વિપ્ર તણાં સૂણી વચનને આકાશવાણી વદી–
'છે એણે રહેઠાણ હાલ બદલ્યું જાણો નહીં શું? યદી
એનો હાલ નિવાસ આંહી નથી તો કેવી રીતે એ દ્રવે?
ત્યક્તાને વિધવા પિડીત જનને નયણે વસે છે હવે.'

૧૫ • ૮ • ૩૯

## પુસ્તક મળવાનાં ઠેકાણાં:

(૧) કર્તા, દેવભુવન પંડ્યા ચૉક, સિહોર.

(૨) શ્રી હીરાલાલ મુનિ, ઠે. શેઠશ્રી પરમાણંદ કુંવરજી કાપડીઆ
૭૭ શેખમેમણ સ્ટ્રીટ, મુંબઈ.

(૩) મહાવીર ચારિત્ર્ય રત્નાશ્રમ, સોનગઢ.

## શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | છેલ્લી | દરયે। | દરૈયો |
| ૧૪ | ૧૫ | ચાંટિયા | ચોંટિયા |
| ૧૫ | ૧૪ | છૂરીશ્રી | છૂરીથી |
| ૨૭ | ૧૨ | ધશ | ધેશ |
| ૨૯ | છેલ્લી | કૃપામાંથી | કૃપા ચાચી |
| ૪૯ | ૮ | ટેર્ગ્રીસસ | ટેગ્રીસ |
| ૫૯ | ૧૦ | વળ્યા | મળ્યા |
| ૯૪ | છેલ્લી | કડકિક | કટકીક |

# મુખવાસ

લાંબાલચ અને ભારેખમ સાહિત્યનું ભોજન પચાવવા આજે કવિતાનો ઉપયોગ મુખવાસ તરીકે થઈ રહ્યો છે, લવિંગએલચીના મુખવાસમાં ઘચરકાવિકારનો ભય રહેતો હોવાથી સાહિત્યવૈદોએ હિંગાષ્ટક જેવા તીવ્રકટુ લાગતાં કટાક્ષકાવ્યોનો મુખવાસમાં ઉપયોગ કરવા જાહેર સૂચનાઓ કરી છે; છતાં એ હિંગાષ્ટકનો આજે જોઈએ તેટલો ઉપયોગ થતો નથી; કારણ કે સાડા ત્રણ હાથની સુંદરીને અનંતજોજન આકાશની ચૂંદડી ઓઢાડનારાઓની પેઠે કટાક્ષકવિ વાણીવિલાસનો જનતાને નશો ચઢાવી શકતો ન હોવાથી તે સ્વપ્નસેવીઓનો આદર સહેલાઈપૂર્વક સંપાદન કરી શકતો નથી. વળી તેવા નિશાઉત્તેજકો કરતાં કટાક્ષલેખકની સ્થિતિ એટલા માટે કફોડી હોય છે કે તેને જીવતાજાગતા જગતની સાથે ચાલતાંચાલતાં વિદ્વાનોને સ્પર્શતી ન હોય અને મૂર્ખાઓથી સહન થતી ન હોય એવી મશ્કરીનો ઘણી વખત છૂટથી ઉપયોગ કરવો પડે છે. એથી બદનક્ષીની તલવાર તેના શિર પર ઝઝૂમતી હોય છે. કટાક્ષ એટલે પ્રેમપુર્વક કરાએલું સૂચન એ અર્થ માત્ર શૃંગારશાસ્ત્ર કરે છે; ન્યાયની અદાલત કરતી નથી. તેથી કટાક્ષલેખકે શબ્દો તોળીને વાપરવાના હોય છે. એ કળામાં જેટલી ન્યૂનતા એટલી જ કટાક્ષલેખકની વિડંબના. વળી જો તે ધારેલી નેમ પાર ન પાડી શકે તો તે પોતેજ ઉપહાસને પાત્ર બને છે.

એટલે કટાક્ષકવિ બીજા શબ્દદાનેશ્વરીઓના જેટલો ઉદાર હોઈ શકતો નથી.

હસતા ફિલસૂફની પેઠે કટાક્ષકવિ જીવનના વહેતા પ્રવાહ સામે મર્મ કરતો જાય છે. એની કહેવાની રીત સામાન્ય રીત કરતાં જુદી હોય છે (એટલે તો નિવેદનને બદલે આ મુખવાસ, પુસ્તકના આરંભને બદલે અંતમાં મુકાય છે). એ શિક્ષકને જ્ઞાનનો કેવળી કહેવાને બદલે કુંભાર કહે છે, પણ એના સંબોધનના ધ્વનિમાંથી જે મીઠો રણકાર નીકળે છે તે જ તેની સફળતા બને છે.

કટાક્ષકાવ્યો લખી મેં કોઈ અજાણ્યા પરીઓના પ્રદેશની પહેલવહેલી શોધ કરી છે એમ રખે માનતા. લગભગ દરેક કવિએ કટાક્ષકાવ્યો રચ્યાં છે. પણ ચાલતી ટ્રેને ભૂગોળની સીમાઓની જેમ મુસાફરો દરકાર રાખતા નથી, તેમ દરેક કવિ આ પ્રદેશમાંથી પસાર થયો હોય છે છતાં આપણા ગુર્જર સાહિત્યમાં કટાક્ષકાવ્યોનો પ્રદેશ કાળજીપૂર્વક જોવાએલો નથી. તે જોવા મેં કૈંક પ્રયત્ન કર્યો છે એમ મને લાગે છે.

આપણા સાહિત્યમાં કટાક્ષકાવ્યો વેરણછેરણ પડેલાં તો છે જ; પણ કોઈ કવિએ ઠરીને ઠામ આ પ્રદેશમાં બેસીને સાધના કરી હોય એવું મારી જાણમાં નથી. તેનાં બે મુખ્ય કારણો છે: એક તો શેખચલ્લીની મૈત્રી આ પ્રદેશમાં કામ આવતી નથી. વળી હાડકાના દાંતને દાડમની કળીઓ કહી આભના તારાઓ હથેળીમાં દેખાડવા જેવો જાદુ આ પ્રદેશમાં કારગત થતો નથી. એટલે આ પ્રદેશ આપણા સાહિત્યમાં નહિ જેવો ખેડાયો છે તે તરફ આંગળીચીંધામણ બનવા ખાતર જ આ પુસ્તકને કપાળે કોઈ પણ વિશેષ નામનું

તિલક કર્યાં વિના તેનું નામ 'કટાક્ષકાવ્યો' રાખ્યું છે.

હિંદમાં જન્મી ઘણા પોતાની જાતને જેમ હિંદી કહેતા નથી તેમ આ પુસ્તકનાં કેટલાંક કાવ્યો પોતાની જાતને કટાક્ષમાં મૂકતાં નથી. પણ તેને અપવાદમાં મૂકી શકાશે. પહેલી નજરે હળવાં દેખાતાં કાવ્યો અભ્યાસીઓએ પોતાની તુલામાં તોળતી વખતે એકલાં રમૂજી ગણી તેનું વજન હળવું કરવાનું નથી. જે માટે આ કાવ્યો નીચેના પ્રકારોમાં વહેંચાયલાં છે, તેની સાદી સમજ પ્રકારને માથે નામાભિધાનની પાઘડી બાંધ્યા વિના રજૂ કરૂં છું.

૧ વાયુના રોગીની જેમ વાતવાતમાં વડચકાં ભરે તેવાં. ઉદા૦ 'જુવાનિયાને' પૃષ્ઠ. ૨૮.

૨ કુતરીને સંબોધી સાસુને સંભળાવતી ડાહી વહુની શિખામણ જેવાં. ઉદા૦ 'બિચારો પ્રભુ' પૃષ્ઠ ૯૫.

૩ શ્લેષ. ઉદા૦ 'શિવ ઑફિસમાં આવ્યો છે' પૃષ્ઠ ૧૮.

૪ સમાજના દોષોનો ચોફાળ જાતે ઓઢી ખૂણવો મૂકતાં. ઉદા૦ 'દેવ! તારે કાજે' પૃષ્ઠ ૫૨.

૫ મફતિયા ઉતારૂની સાથે મીઠીમીઠી વાતો કરી છેવટને સ્ટેશને ડબ્બલ ચાર્જ કરનારા ટી.ટી. ઈ.ની જેવાં. ઉદા૦ 'પૂતના ફૂલીફાલી' પૃ. ૭૧.

(બીજા ત્રણ પ્રકારો વાચકોએ યોજવા).

આ આઠ પ્રકારોમાં સમાઈ જતાં આ કાવ્યોમાં રમૂજ છે, પણ એ રમૂજ પાછળ જે વેધકતા છુપાએલી છે તેને વિવેચકો સ્પર્શે એટલી જ હું એમને બિનખુશામદી વિનતિ કરૂંછું.

આમાંનાં મારાં ઘણાં કાવ્યોની જન્મભૂમિ ઈરાન છે. ઈરાનથી જ્યારે આ કાવ્યો મારી જન્મભૂમિમાં આવ્યાં, ત્યારે તેમણે અગેય અને અર્થઘન કાવ્યોનો ફાલ જોયો. એથી સ્વાભાવિક જ એને પોતાની જાત તરફ શંકા ગઈ. પણ આપણા સાક્ષરમલ્લ પૂજ્ય બ. ક. ઠાકોરે એક જાહેર સભામાં એ કાવ્યો સાંભળ્યાં, ઘેરઘેર સંભળાવવાની મને સૂચના કરી. કાવ્યો કાંઇ થોડા નિબંધો છે કે તે વાંચવાં જ ઘટે? ત્યારથી આ ગીતોને મેં વહેતાં મૂક્યાં. હરિપુરા મહાસભા અધિવેશનમાંથી તેના શ્રીગણેશ માંડી ગુજરાતની પ્રતિષ્ઠિત સાહિત્ય સભાઓમાં સંભળાવ્યાં. છતાં મારાં કાવ્યોની કિંમત મને ત્યારે જ સમજાઈ કે જ્યારે તેની ચોરીઓ થવા લાગી! એક સજ્જને (!) તો મારા ગીતને પોતાને નામે ચઢાવી ગ્રામોફોન રેકૉર્ડના મીનારી ભોંયરામાં પૂર્યું! આથી અને શ્રોતાઓની માગણીથી મારાં લગભગ ૪૦૦ કાવ્યોમાંથી આ એકસો એક કાવ્યો ચૂંટીને હાલ તુરત પુસ્તકાકારે જાહેરમાં મૂકું છું.

આ કાવ્યો અનેક સામયિકોમાં પ્રગટ થઈ ગયાં છે. સ્વભાવે સરળ હોવાથી તેની ટિપ્પણી આપવાની આ કાગળની મોંઘવારીના સમયમાં જરૂર જોતો નથી.

મારાં બધાં કાવ્યો પર હું મૌલિકતાની મહોરછાપ મારૂં છું. એ મહોરછાપ જોઇ મૌલિકતાનું ખાત્રીપત્ર જોવા માંગનારાઓને હું એક પેટછૂટી વાત કહી દઉં છું કે હું કાવ્યોમાં હળવી ભાષા વાપરતાં ક્ષોભ પામનાર ગ્રૅજ્યુએટ નથી. તેમજ મેં સંપાદન કરેલું ભણતર સંસ્કૃત કે આંગ્લ સાહિત્યના ભંડારોમાં પ્રવેશ ન કરી શકે તેટલું જ હોવાથી તેમાંથી

અનુકરણ કે ચોરી કરવા હું શક્તિમાન થઈ શક્યો નથી. એટલે એ મારી અશક્તિ પાછળ કોઇ પોતાની શક્તિ વેડફવાનું પુણ્ય ના કરે એટલા પૂરતી જ આ ચેતવણી છે.

રાસરસિયાંઓ માટે રાસડાઓ જોડવાનો મુલાયમ માર્ગ મૂકી આ કટાક્ષકાવ્યોના ગોખરાળ પ્રદેશમાં મેં કેમ પ્રવેશ કર્યો એવો પ્રશ્ન મને ઘણાએ કર્યો છે. હું એમને કહું છું કે મને આ પ્રદેશ વારસામાં મળ્યો છે, એ મારો બાપુકો પ્રદેશ છે. મારા પિતા વિદ્યાવ્યાસંગી છે. સ્વ. સાક્ષરશ્રી મહીપતરામભાઈ, સ્વ. નવલરામભાઈ, સ્વ. કેશવ હ. ધ્રુવ વગેરેના તે શિષ્ય હોવાથી તેમના શિક્ષક તરીકેના વ્યવસાયમાં જેટલો ખપ હોય તે કરતાં વધારે એમનામાં સાહિત્યની ધૂન છે. એ ધૂન સાહિત્યઝવેરી સ્વ. હાજીમહમ્મદ અલ્લારખિયા શિવજીએ પારખી હતી. એમના 'ગુલશન' અને 'વીસમી સદી'માં એમની કવિતાઓ છપાતી. તેઓ મુંબઇના અજોડ કાર્ટૂન-અખબાર 'હિંદી પંચ'ના એકધારાં પચ્ચીશ વર્ષ સુધી પગારદાર કવિ હતા. એમનાં હિંદી પંચ માંહેનાં કાવ્યોમાં કટાક્ષ સભર ભર્યો છે. જે જે સાહિત્યરસિકો એમને મળ્યા છે તેમને તેઓ જીવંત કાવ્ય રૂપે જણાયા છે. તેઓ 'પંચ' અને 'અમ્બર'ના તખલ્લુસથી લખતા, છતાં એમણે સાહિત્યજગતમાં વ્યક્તિ રૂપે દેખાવ દેવાની ઇચ્છા કરી નથી.

એમની એ સરસ્વતીઉપાસનાએ મને કાવ્યાભિમુખ કીધો છે. એમણે મને જે દૃષ્ટિ આપી છે તે દૃષ્ટિ વડે ગોખરૂ ને ગળો આદિ વસાણાં તૈયાર કરી સાહિત્યચરણે ઔષધો ધરૂં છું.

મારાં કાવ્યોની પીઠ થાબડનારા મારા પિતાના મિત્ર શ્રી હોરાબજી રતનજી લાલકાકા, 'ગુજરાતી' સાપ્તાહિકના વિદ્વાન તંત્રીઓ, પ્રસિદ્ધ વક્તા મુનિશ્રી ચારિત્ર્યવિજયજી અને આ પુસ્તકના પ્રકાશન માટે આર્થિક સહાય આપનાર નામદાર ભાવનગરનરેશની ગ્રંથોત્તેજક કમિટીનો હું આભારી છું. સુઘડ મુદ્રણ અને વખતસર આ પુસ્તક તૈયાર કરી આપવા માટે કુમાર પ્રિન્ટરીનો પણ આભાર માનું છું.

દેવકૃષ્ણ પીતાંબર જોષી

મારા આયુષ્યને ૫૦મે વર્ષે
દેવભુવન · સિહોર (કાઠિયાવાડ)
તા. ૫-૧-૧૯૪૨